# AW AND GRACE

# યમશાસ્ત્ર તથા કૃપા.

લેખક,

ખ્રીસ્તી તીમોથી ધૂળાભાઈ.

# LAW AND GRACE.

# નિયમશાસ્ત્ર તથા કૃપા.

લેખકઃ—ખ્રીસ્તી તીમોથી ધૂળાભાઈ અમદાવાદ.

પ્રકાશકઃ— { ખ્રીસ્તી તીમોથી ધૂળાભાઈ.
તથા
ખ્રીસ્તી છોટાલાલ સામુએલ.

મિશન હાઈસ્કુલ પાસે

**અમદાવાદ.**

શ્રી "પ્રજાહિતાર્થ મુદ્રાલય" પ્રેસમાં પા. ડાહ્યાભાઈ
દલપતરામે છાપી. શાહપુર નવી પોળ—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. ]   પ્રત ૫૦૦.   [ ઈ. સ. ૧૯૧૮.

કિંમત. રૂા. ૦—૭—૦. પોસ્ટેજ જુદું.

# અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| નિયમશાસ્ત્રનો પ્રવેશ. ... ... ... ... | ૧-૨ |
| " કોની મારફતે અપાયું. ... ... ... | ૩ |
| " નો મહિમા. ... ... ... ... | ૪ |
| " નો માણસે કરેલો અમલ... ... ... | ૫-૧૧ |
| " નું કામ. ... ... ... ... | ૧૨-૧૮ |
| " ની જગ્યા. ... ... ... ... | ૧૯ |
| " નો મુખ્ય વિષય-મુલાકાત મંડપ. ... ... | ૨૦-૨૭ |
| મુલાકાત મંડપનો સ્થાયી મુકામ. ... | ૨૮-૩૦ |
| " સમય... ... ... ... ... | ૩૧-૩૨ |
| કૃપા પ્રગટ કરનાર ઇસુનું જાહેર થવું. ... ... | ૩૩-૪૬ |
| ખરૂં પરમ પવિત્રસ્થાન તથા ઇસુ. ... ... | ૪૭-૭૫ |
| " અને તેની વધામણી. ... ... ... | ૭૬-૮૪ |
| " ના મહાન કાર્યો. ... ... ... | ૮૫-૯૮ |
| " પ્રાપ્ત કરવાનાં સાધન ... ... ... | ૯૯-૧૧૩ |
| એક આજ્ઞા "પસ્તાવો કરવો" | ૧૧૪-૧૨૦ |
| નવી આજ્ઞા "પ્રેમ કરો" ... | ૧૨૧-૧૨૪ |
| " ની ફરજો. ... ... ... | ૧૨૫-૧૩૨ |
| " પ્રાપ્ત કરનારની પવિત્ર હાલત ... | ૧૩૩-૧૪૩ |
| " વિષે બેપરવાઈ.... ... ... | ૧૪૪-૧૫૩ |
| " પ્રગટ કરનાર ઇસુપર પ્રીતિ. ... | ૧૫૪-૧૫૭ |
| " નું મોટું જોખમ. ... ... | ૧૫૮ |
| કેટલીએક શંકાનું નિરાકરણ. ... ... | ૧૫૯-૧૬૪ |
| નિયમને નહિ પણ કૃપાને આધીન. ... ... | ૧૬૫-૧૬૮ |

# પ્રસ્તાવના.

સરકાર, પ્રજાના હિતને અર્થે કાયદા તથા પોલીસખાતુ રાખેછે. પણ જો પ્રજામાંથી કોઇ સરકારના હુકમ તોડે તો તે રક્ષણને અર્થે રહેલી પોલીસ તેને ગુનેગાર જાણી પકડે છે, અને બંદિવાન કરે છે અને સરકાર તેનો નિર્ણય કરે ત્યાંસુધી બંદિવાન રાખે છે, પણ જો બંદિવાનોમાંથી કોઈ ઉપર સરકાર દયા કરે અને છોડી દે તો ધીન ...ો એવો માણુસ, બંદિવાન તરિકે પોલીસના હવાલામાં ...ણુ છુટો છે.

એમજ પ્રભુએ આપણુને જે હુકમો આપ્યા તે "એવા સારા હતા કે જો કોઇ પાળે તો તેથી જીવે" પણુ માણુસ, પાપ તથા અપરાધમાં મુએલાં હોવાથી પ્રભુના હુકમો પાળી શકતુ નથી, કેમકે જે સારૂ કરે ને પાપ ન કરે એવું એકે માણુસ નથી, ત્યારે એજ હુકમ અને નિયમ આપણુને અપરાધી ઠરાવી, પ્રભુના કોપ તળે લાવે છે અને બંદિવાન રાખે છે. પણુ પ્રભુના દયાળુ નામની સ્તુતિ થાઓ કે તેણે પોતાના પુત્ર ઇસુ ખ્રીસ્તમાં, પાપીઓના ઉદ્ધારને સારૂ પોતાની કૃપા પ્રગટ કરી અને ઇસુ, જેને બંદિવાનોને છુટકો પ્રગટ કરવા સારૂ મોકલ્યો, તેથી જે કોઈ પ્રભુ ઇસુ ખ્રીસ્તપર વિશ્વાસ કરી તેને શરણે આવે છે, એવો પાપી બંદિવાન કૃપા પામવાથી સજાથી છુટકો ...ી સર્વ કાળનું જીવન પામે છે અહા, પાપીઓને સારૂ ખ્રીસ્તમાં પ્રભુએ કેવી મોટી કૃપા કીધી છે? પાઉલ લખે છે કે "જેઓ ખ્રીસ્ત ઇસુમાં છે તેઓને દંડાજ્ઞા નથી, કેમકે ઇસુ ખ્રીસ્તમાં જીવનના આત્માના નિયમે મને પાપના તથા મરણુના નિયમથી છુટો કીધો છે." ...ારે ખ્રીસ્ત ઇસુમાં, પાપી માણસો સારૂ કેવો અજાયબ ઉદ્ધાર ...હેલો છે. પણુ અફસોસ કે ઘણાઓ નિયમથી માણુસના કેવા બુરા

હાલ થાય છે તે ધ્યાનમાં ન લેતાં, માત્ર નિયમનેજ પસંદ કરે છે. ખરૂ જોતાં તો નિયમ, આપણો આગલો ધણી કે જે બંદિવાન કરી ધન્સાફ તળે રાખે છે. ને કોઇ જાતની દયા તેનામાં નથી. કેમકે લખ્યું છે કે " અક્ષર ( નીયમ ) મારી નાંખે છે " હવે પ્રભુની મરજી છે કે આપણે આ આગલા ધણી નિયમશાસ્ત્ર વિષે મુએલા થઇએ, અને બીજો એટલે જે મુએલામાંથી પાછો ઉઠયો છે તેના થઇએ એ માટે કે લેખના જુનાપણાએ નહિ પણ આત્માના નવાપણાએ સેવા કરીએ. તેમ છતાં ઘણા ખ્રીસ્તીઓ તો નિયમ તથા ખ્રીસ્ત બે ધણીને રાખવા માગે છે. પણ આ તો પાઉલનું વહાણ જે બે ... ના સંગમ વચ્ચે આવ્યું, જેની નાળ ફસાઈ ગઈ અને ડબુસો ભાગી ગયો, એવી જોખમકારી અવસ્થા છે, તેથી ખ્રીસ્તમાં જે મોકળાપણું છે તે જાણવા સારૂ પ્રભુ આ પુસ્તકમાંના " ખ્રીસ્ત સંબંધીના પાંચ શબ્દો " સાર્થક કરો. આમીન.

હવે વાંચનારને વિનંતી કરવામાં આવે છે કે ચોપડીમાંની હરેક વાતની ખાત્રી કરવા સારૂ શાસ્ત્ર પ્રમાણો હાંસીયામાં બતાવેલા છે. પૃષ્ટપરના અંકો આગળના શબ્દો બતાવે છે.

વળી ખમીર તથા માનવી જ્ઞાનની મનોહરતા વિના વાંચનારને કંઈ વિપરીત લાગે, તેમજ ઉતાવળના કારણથી જો કંઈ જોડણી ઇત્યાદીમાં ભૂલ માલુમ પડે તો તે દરગુજર કરશો એવી નમ્ર વિનંતી છે. ધારવા કરતાં ચોપડીના કદમાં વધારો થવાથી ખર્ચનો વધારો થયો છે જેથી અગાઉ જણાવ્યા કરતાં કિંમતમાં સ્હેજ ફરક પડયો છે.

હવે જે જે મિત્રો તરફથી આ પુસ્તક લખવામાં મને જુદી જુદી રીતે મદદ થઈ છે તે સર્વનો આ પ્રસંગે આભાર માનુંછું.

ખ્રીસ્તી તીમોથી ફુલાભાઈ.

# નિયમશાસ્ત્ર તથા કૃપા.

પાઉલ પ્રેરિત કે જેની "સુવાર્ત્તા પ્રમાણે પ્રભુ ન્યાય ઠરાવવાનો છે ૧" તે લખે છે કે, "તમે નિયમને આધીન નથી પણ કૃપાને આધીન છો ૨" તો હવે સ્વાભાવીક છે કે જે નિયમને આપણે આધીન નથી તે નિયમ સંબંધી કેટલીક બાબતો જોઇએ.

## નિયમનો પ્રવેશ ( અથવા પ્રગટ થવું. )

પ્રભુએ જ્યારે ઇબ્રાહીમને કહ્યું કે "" તું પોતાનાં સગાં, દેશ તથા બાપનું ઘર મુકીને જે દેશ હું તને બતાવું તેમાં જા ૩;" તે પ્રમાણે ઇબ્રાહીમ, વિશ્વાસથી પ્રભુને આજ્ઞાંકીત થઇને "પોતે કયાં જાય છે તે ન જાણુતાં નિકળ્યો ૪" અને કનાનમાં આવ્યા પછી પ્રભુએ તેને દર્શનમાં જણાવ્યું કે, "તું બિહી મા, હું તારી ઢાલ તથા મહા મોટું પ્રતિદાન છું. ૫ ઇબ્રાહીમે કહ્યું હે પ્રભુ! તું મને શું આપશે? કેમકે હું તો નિઃસંતાન ચાલ્યો જાઊંછું. ત્યારે પ્રભુએ તેને જણાવ્યું, કે તારો વારસ તારા પેટનો દીકરો થશે; આકાશના તારાઓની માફક હું તારૂં સંતાન વધારીશ; ને આ દેશ હું તેમને વતન તરીકે આપીશ. આ વાતની ખાત્રી કરવા ઇબ્રાહીમે પૂછ્યું કે "એ હું શાથી જાણું!" આનો જવાબ મેળવવા માટે તેણે પ્રભુના હુકમ મુજબ અર્પણ ચઢાવ્યું, પછી સુર્ય આથમતી વખતે જ્યારે તે ભરનિંદ્રામાં પડયો ત્યારે પ્રભુએ જણાવ્યું કે તું ખચીત જાણ, કે તારો વંશ પરદેશમાં ભટકશે,

---

૧. રૂમી; ૨; ૧૬. ૨. રૂમી; ૬; ૧૪–૧૫. ૩. ઉત્પ ૧૨; ૧. ૪. હેબ્રી; ૧૧; ૮. ૫. ઊત્પ; ૧૫.

ને ચારસેં વરસ લગી દેશની સેવા કરશે, ને દુઃખ ભોગવશે. પણ પછી તેઓ ત્યાંથી ઘણી સંપતિ લઈને બહાર નીકળશે, અને તેઓ ચોથી પેઢીમાં ત્યાં પાછા આવશે. " પ્રભુ કે જેને પોતાનાં સર્વ કામ જગતના આરંભથી માલૂમ છે"૬ તેના અગાઉ જણાવ્યા મુજબ ઈબ્રાહીમનાં સંતાન એટલે જેઓ ઇસ્રાએલી લોક કહેવાયા તેઓ ચારસેં વર્ષ સુધી મિસરની ગુલામીમાં રહ્યા. પછી પ્રભુએ જોયું કે મારા લોકનું દુઃખ ઘણું છે. ત્યારે તે પોતાના મિત્ર ઇબ્રાહીમને આપેલા વચન પ્રમાણે ઇસ્રાએલીઓનો છુટકો કરવા સારૂ ઉતર્યો. અને "મુસા કે જે પોતાના આખા ઘરમાં વિશ્વાસુ હતો,"૭ તેને દર્શન દઈ ઉભો કર્યો. અને જણાવ્યું કે " હું તમારા બાપદાદા ઇબ્રાહીમ તથા ઇસ-હાક તથા યાકુબનો દેવ છું"૮ અને તમને છોડાવવા તથા જે દેશ વિષેનું વચન મેં આપ્યું હતું, તેમાં લઈ જવાને હું ઉતર્યો છું. જેથી પ્રભુએ " મીસર તથા તેમના દેવો પર"૯ ભારે અનર્થો કરી પોતાના લોકને ગુલામીના૧૦ ઘર અથવા લોઢાની ભઠ્ઠીમાંથી૧૧ ઘણીજ સંપ-ત્તિ સાથે૧૨ બહાર કાઢયા. અને જે દેશ આપવાનું તેણે વચન અગાઉ આપ્યું હતું, તેમાં લઇ જવાને પ્રભુ તેમની આગળ ચાલ્યો. એમ મિસર દેશમાથી નિકળી ત્રીજા માસના તેજ દિવસે તેઓ સીનાયના અરણ્યમાં આવ્યા;૧૩ અને સીનાય પર્વતપર પ્રભુએ મુસાની સાથે વાત કરતાં જણાવ્યું કે યાકુબના ઘરનાંને કહે કે કેવી રીતે મેં મિસરને વિતાડયું તથા કેવી રીતે ગરૂડની પાંખ પર હું તમને ઉંચકીને લાવ્યો, એ તમે જોયું છે. હવે જો તમે મારૂં કહ્યું માનશો, ને મારો કરાર પાળશો, તો સર્વ લોકમાંથી તમે મારૂં ખાસ ધન

---

૬. પ્રેરી; ૧૫; ૧૮. ૭. હેબ્રી; ૩; ૨ ૫. ૮. પ્રેરી; ૭; ૩૨. ૯. ગણ; ૩૩; ૪. ૧૦. નિર્ગ; ૨૦; ૨. ૧૧. પુન; ૪; ૨૦. ૧૨. ગીત; ૧૦૫; ૩૭. નિર્ગ; ૧૨; ૩૫; ૩૬. ૧૩. નિર્ગ; ૧૯.

થશો; કેમકે આખી પૃથ્વી મારી છે, મુસાએ યહોવાહનાં ફરમાવેલાં સર્વ વચનો ઇસ્રાએલના વડીલોને કહી સંભળાવ્યાં, ત્યારે સર્વ લોકો એકમતે કહેવા લાગ્યા કે "યહોવાહનું ફરમાવેલું સઘળું અમે કરીશું." ત્યારે મુસાએ લોકોના આ બોલ યહોવાહની આગળ જાહેર કીધા. ત્યાર પછી ત્રીજે દીવસે બળતી આગ, ગર્જના તથા વિજળી સાથે પ્રભુ પર્વત પર ઉતર્યો, અને લોકોની માગણીથી નિયમ જાહેર કીધા. અને પોતાની આંગળીથી એ શાક્ષ્ય પાટીપર કરારના શબ્દો એટલે દશ આજ્ઞા લખી.૧૪ જેમ લખ્યું છે કે તેણે ઇબ્રાહીમ સાથે કરાર કર્યો, ઇસિહાક સાથે પ્રતિજ્ઞા કરી, અને યાકુબ સાથે નિયમ સ્થાપ્યો.૧૫

## નિયમશાસ્ત્ર કોની મારફતે અપાયું.

પ્રભુ પોતાની વાતો તથા પરાક્રમ જગતના હિતને માટે પ્રગટ કરે છે; પરંતુ જે માણસ તેની આગળ વિશ્વાસુ હોય છે તેમની મારફતે પોતાની વાત પ્રગટ કરવાનું તેણે વિશેષ ચાહ્યું છે. ભલે તે રાજમહેલમાં રહેનાર ૧ હોય અથવા ઉકરડામાં બેઠેલો ૨ દરિદ્રી હોય, અથવા તે રાજ્યાધિકારી હોય, કે મેંઢા પાછળ ફરનાર ૩ ગોવાળીયો કે હળખેડનાર ૪ હોય, પરંતુ "તેનાથી બિહીનાર તથા ન્યાયપણું કરનાર હરકોઇ દેશમાં હોય"૫ તેમને તે પોતાની સેવા તથા વાતને માટે પસંદ તેમજ ઉભા કરે છે. અને તેમની મારફતે પોતાની વાત પ્રગટ કરે છે. તે મુજબ મુસા કે જે પ્રભુના આખા ઘરમાં વિશ્વાસુ ૬ હતો તેને તેણે ઉભો કર્યો અને તેની મારફતે પ્રભુએ ઇસ્રાએલી લોકોને નિયમશાસ્ત્ર આપ્યું જેમ લખ્યું છે કે "નિયમશાસ્ત્ર મુસાની મારફતે અપાયું" ૭

---

૧૪. નિર્ગ; ૩૪; ૨૮. ૧૫. ગીત; ૭૮; ૫. ૧. નહે ૨; ૪. ૨: ગીત ૧૧૩; ૭. ૩. આમો ૭; ૧૪-૧૫. ૪. ૧ રાજા ૧૯; ૧૯ ૨૦ ૫. પ્રેરી ૧૦; ૩૫. ૬. હેબ્રી ૩; ૨. ૭. યોહા; ૧; ૧૭.

પ્રીસ્ત ઈસુ કહે છે કે શું મુસાએ તમને નિયમશાસ્ત્ર આપ્યું નહી. ૮

આ કારણને લીધે કેટલીક વખતે નિયમશાસ્ત્રને "મુસાનું નિયમ શાસ્ત્ર" ૯ કહે છે. અથવા નિયમશાસ્ત્રને બદલે "મુસા" એવો શબ્દ વાપરેલો છે જેમકે:-

"તેઓની પાસે મુશા ( નિયમ શાસ્ત્ર ) તથા ભવિષ્યવાદીઓ છે.૧૦"

વળી-"મુસાથી ( નિયમશાસ્ત્રથી ) માંડીને બધા ધર્મલેખમાંથી તેણે પોતાવિષેનો અર્થ તેઓને સમજાવ્યો-"૧૧.

## નિયમશાસ્ત્રનો મહિમા.

પ્રભુ જ્યારે "બળતી આગ તથા ગર્જના સાથે સિનાય પહાડ પર ઉતર્યો" ૧ તે સમયે ન અડકાય એવા ૨ પહાડ પર મુસા યહોવાહની સન્મુખ ચઢી ગયો, અને ચાલીસ રાતદિવસ તેની સન્મુખ રહ્યો. પછી આ નિયમશાસ્ત્રના શબ્દો પ્રગટ કરવાને ઉતર્યો. આ સમયે મુસાનો ચહેરો એટલો બધો પ્રકાશિત થયો હતો કે મુસાના મ્હો સામું કોઈ જોઈ શકયું નહી. તેથી લોકોએ મુસાની વિનંતી કરી, અને તેના મ્હો પર ઘુંઘટ રાખવામાં આવ્યો.૩

ખરેખર, પ્રભુનો સમાગમ માણુસની હાલતમાં મોટો ફરક પાડે છે. જ્યારે શાઉલ દાઉદને મારવા સમુએલ પાસે ગયો, ત્યારે ભવિષ્યવાદીની ટોળીમાં તેના આવવાથી પવિત્રાત્મા તેના ઉપર પણ આવ્યો. અને તેનું દીલ બદલાયું ને તે પણ ભવિષ્ય કહેવા લાગ્યો.૪

---

૮. યોહા;૭; ૧૯. ૯. યોહા; ૭;૨૩. લુક;૨૪;૪૪. રજુ કરી; ૩;૧૫ પ્રેરી ૧૫; ૫. લુક ૨; ૨૨. ૧૦. લુક; ૧૬; ૨૯. ૧૧. લુક; ૨૪; ૪૬. ૧. નિર્ગ ૧૯. ૨. હેબ્રી; ૧૨; ૨૦. ૩. નિર્ગ ૩૪: ૩૫. ૪૧ સમુ ૧૯; ૧૮-૨૪.

યશાયાહે જ્યારે પ્રભુને જોયો અને પોતાને અશુદ્ધ હોઠોનો માણસ જાણ્યો, તેજ વખતે એક અંગાર તેને અડકાડવામાં આવ્યો ને તેમ કરી તેને શુદ્ધ કીધો. ૫ ખચીત, પ્રભુ અજવાળું છે તેને અજવાળા પાસે જે આવે છે તે અંધારામાં રહેતો નથી.૬

જે બળતા ઝાડવામાં ખડકપર પ્રભુએ મુસાને દર્શન દીધું તેના પત્થર પણ આજ સુધી શાક્ષીરૂપ છે, એવું કહેવામાં આવે છે. તો મુસા જ્યારે ચાલીસ દિવસ પ્રભુની સન્મુખ રહ્યો, ત્યારે તેનું મ્હો તેજસ્વી માલુમ પડયા વિના રહે શું? તો પણ આ નિયમશાસ્ત્ર પ્રગટ થતી વેળાનો મહીમા તે ટળી જનાર મહીમા હતો. જેમ લખ્યુંછે કે:—

"અને મરણની સેવા જેના અક્ષરો પત્થર પર કોરેલા, તેજો એવી મહિમાવાન થઇ કે ઇસ્ત્રાએલ પુત્રો મુસાના મહોડાનો મહિમા જે ટળી જવાનો હતો, તેને લીધે તેના મહોડા પર જોઇ શકયા નહી. તો તે કરતાં આત્માની સેવા વધતી મહિમાવાન કેમ ન હોય? કેમકે જો દંડાજ્ઞાની સેવાને મહિમા હતો તો ન્યાયીપણાની સેવા મહિમામાં કેટલી વધતી છે? અને જે મહિમાવંત થએલું હતું તે, અધિક મહિમા થયાના કારણથી એ પ્રકારે મહિમાવંત નથી કેમકે જે ટળી જવાનું હતું તે જો મહિમા સહીત હતું તો જે ટકનાર છે તેનો મહીમા કેટલો વધતો છે. માટે અમને આ આશા હોવાથી અમે બહુ નિર્ભયતાથી બોલીએ છીએ, ને મુસાની પેઠે નહી જેણે પોતાના મહોપર ઘુંઘટ નાખ્યો. એ સારૂ કે ઇસ્ત્રાએલના દિકરાઓ ટળી જનારા મહિમાની સમાપ્તી નિહાળી જુએ નહી."૭

## "નિયમશાસ્ત્રનો અમલ માણસોએ કેવી રીતે કર્યો"

નિયમશાસ્ત્ર પ્રગટ થવા પહેલાં બધા લોકોએ એકમતે જણાવ્યું હતું કે "યહોવાહ જે અમને કહેશે તે અમે માનીશું"૧ ત્યાર પછી

૫. યશા;૬. ૬. ૧ યોહા ૧;૫. ૭.૨કરીં; ૩;૭–૧૩.૧.નિર્ગ;૧૯;૮.

ત્રીજે દિવસે નિયમશાસ્ત્ર પ્રગટ કરાયું; છતાં જો આપણે ઈસ્રાએલીઓની હાલત ધ્યાનમાં લઈએ તો માલુમ પડે છે, કે તેમનાં અંતઃકરણ પ્રભુની વાત માનવાને બીલકુલ આધીન નહોતાં.૨ કેમકે નિયમ પ્રગટ થયા પહેલાં કેટલી બધી વેળા તેમણે કચકચાટ કરી છે. પ્રભુના પરાક્રમી ચમત્કારો જોયા છતાં તેમણે તેના પરાક્રમનો નકાર કરી પરિક્ષણ કર્યું છે.૪ વળી મુસા કે જેને પ્રભુએ ઈસ્રાએલી લોકોને છોડાવવાને ઉભો કર્યો, તેને મારી નાંખવાને તેઓએ પત્થર ઉઠાવ્યા.૫ તેમજ મિસરની ગુલામી તથા વેઠ ભૂલી જઈને મિસર દેશની ગમ૬ પોતાનાં મન રાખ્યાં. શું પ્રભુએ તેમનો છૂટકો કર્યા પછી તેના હુકમ માનવાને તેઓ તૈયાર હતા! ના, ના. પણ તેથી ઉલટું આપણે જોઈએ છીએ કે નિયમશાસ્ત્ર પ્રગટ થતી વેળાએજ સોનાનાં ઘરેણાં તથા સ્ત્રીઓએ પોતાનાં કુંડળો કાઢીને હારૂનને આપ્યાં; અને કહ્યું કે તું અમારે સારૂ દેવ બનાવ.૭ કેમકે મુસા (પ્રભુનું તો નામ પણ નહિ) જે અમને મિસર દેશમાંથી કાઢી લાવ્યો, તેનું શું થયું તે અમે જાણતા નથી. હારૂન જોકે યાજક તથા પ્રભુના નામે ચમત્કાર કરનાર હતો, છતાં "માણસની બિહીક જે ફાંદામાં નાંખે છે"૮ તેણે કરીને તેમને સારૂ તેણે સોનાનો વાછરડો બનાવ્યો, ને તેઓને આપતાં કહ્યું, લ્યો, મિસર દેશમાંથી તમને કાઢી લાવનાર તમારો દેવ આ છે. અફસોસ!!! લોકો આ વાછરડાને જોઈ તેને દેવ માની તેની આગળ ઘણા ઉત્સાહથી ગાયન કરી નાચવા લાગ્યા. પ્રભુ આ જોઈ ઘણોજ ક્રોધાયમાન થયો મુસાનો ક્રોધ પણ તે વેળા ઘણોજ તપ્યો; તેથી નિયમની બંને પાટી પોતાના હાથમાથી તેણે

---

૨. નિર્ગ; ૩૨; ૮. ૩. ૧ કરી; ૧૦; ૧૦. ૪. ૧ કરી; ૧૦; ૯. ૫. નિર્ગ; ૧૭; ૪. ૬. નિર્ગ ૧૭; ૪ પ્રેરી; ૭; ૩૯. ૭. નિર્ગ; ૩૨; ૧; ૨૩. ૮. દ્રષ્ટાં; ૨૯; ૨૫

ક્રોધમાં તોડા નાંખી. જો આ વેળાએ પ્રભુ તથા ઈસ્રાએલીઓની વચ્ચે મધ્યસ્થ તરીકે મુસા ઉભો રહ્યો નહોત, હા, તે વેળાએ તેણે પ્રભુનો ક્રોધ શાંત પાડયો નહોત, તો ઈસ્રાએલીઓનો પુરેપુરો નાસ થયો હોત. આ પ્રમાણે નિયમશાસ્ત્ર પ્રગટ થતી વેળાએજ, તેઓએ પ્રભુની રૂબરૂ નિયમશાસ્ત્રનો અમલ કેવો કર્યો છે એ વિષે વાંચનાર અજાણ્યા નહીં હોય.

યહોશુઆએ પોતાના મરણ પહેલાં ઈસ્રાએલીઓને વચનના દેશમાં લઇ ગયા પછી એકઠા કરીને પુછ્યું કે મને કહો, તમે કોણની સેવા કરશો ?૯ ત્યારે બધાએ જવાબ દીધો, કે અમે યહોવાહની સેવા કરીશું. લોકોને ફક્ત મહોએ બોલવાની વાત હતી. એ યહોશુઆ સારી પેઠે જાણતો હોવાથી તેણે તેઓને જણાવ્યું, કે તમારાથી યહોવાહની સેવા નહી કરાય; કેમકે તે આસ્થાધારી દેવ છે. ખચીત "પ્રભુ તે આત્મા છે અને આત્મા તથા સત્યતાથીજ ભજનારાને તે ચાહે છે."૧૦ પણ ઇસ્રાએલી કે જેઓને "નિયમશાસ્ત્ર તથા કરારો૧૧ હતા તેઓએ નિયમશાસ્ત્રને ગણકાર્યું નહી. લખ્યું છે કે "તમે દૂતોની હસ્તક નિયમ પામ્યા પણ તે પાળ્યો નહી."૧૨ હા, નિયમ પાળવાના બદલામાં તેઓએ નિયમશાસ્ત્રને પીઠ પાછળ ફેંકયું.૧૩

કોઇ કહેશે, કે જો નિયમશાસ્ત્ર કોઇ પાળી શક્યું નથી તો કેટલાએક માણસો વિષે આપણે એવું કેમ વાંચીએ છીએ, કે તેઓ "પ્રભુ આગળ ન્યાયી" હતાં !૧૪ પણ આ બાબતમાં આપણે એટલુંજ માનવું જોઇએ, કે તેઓ પોતાની પેઢીમાં બીજા માણસો સાથે સરખાવતાં ન્યાયી હતાં. તેથી એમ નથી ઠરતું કે તેઓએ નિયમ

---

૯ યહો; ૨૪; ૧૫. ૧૦ યોહા; ૪; ૨૪–૨૫. ૧૧ રૂમી; ૯; ૪. ૧૨ પ્રેરી ૭; ૫૩. ૧૩ નહે; ૯; ૨૬. ૧૪ લુક ૧; ૬.

સોહયાજ નથી. ઉલટું તેઓની પણ કસુરો પવિત્રશાસ્ત્રમાં પ્રગટ કરે-
લી છે. કેમકે તેઓ જે યજ્ઞ કરતા તે યજ્ઞો, કેવળ ગુન્હાનુંજ કારણ
હતું. પણ પ્રભુના ડર તથા વિશ્વાસને લીધે તેઓ ન્યાયી કહેવાયા છે.
કેમકે લખ્યું છે કે "જે સારૂં કરે છે ને પાપ નથી કરતું, એવું એકે
માણસ નથી."૧૫

પાઉલ પ્રેરિત વિષે આપણે વાંચીએ છીએ, કે તે ખ્રીસ્તી થવા
પહેલાં " નિયમના ન્યાયીપણા સંબંધી નિર્દોષ" હતો.૧૬ પરંતુ તેનું
ન્યાયીપણું તથા આસ્થા કેવળ ખ્રીસ્તને સતાવનાર, હા, મહિમાના
પ્રભુને લાત મારનારજ હતું. કેમકે તે પોતેજ કબુલ કરે છે કે, "મેં
અજ્ઞાનપણાએ એ કીધું",૧૭ અને એથી પણ વધારે કબુલ કરે છે કે,
"પાપીઓમાં હું મુખ્ય છું" ૧૮ જ્યારે માણસ ફક્ત પોતાને જુએ છે,
ત્યારે પોતાની નજરે નિર્દોષ અથવા ન્યાયી૧૯ લાગે છે. પણ તેવા
માણસને જ્યારે પ્રભુ પ્રગટ થાય છે ત્યારે પૃથ્વીની પીઠપરના
ન્યાયી માણસને કબુલ કરવું પડે છે કે " હું કેવળ અધમ છું."
જુઓ, અયુબ પોતાના ન્યાયીપણા વિષે ઘણી વાતો બોલ્યો છે. પણ
જ્યારે યહોવાહે તેની સાથે વાત કીધી, ત્યારે તેણે કબુલ કીધું, કે
હે પ્રભુ હું તારી નજરમાં કેવળ અધમ માણુસ છું, હું તારી સાથે
નહિ બોલું અને તને પ્રત્યુત્તર નહી આપું.૨૦

અબ્શાલોમ વિષે આપણે વાંચીએ છીએ કે તેના માથાના
તાલકાથી તે પગના તળીઆ સુધી એકે એબ નહોતી૨૧ એ કરતાં
ઉલટું વર્ણન ઈસ્રાએલીઓની હાલત વિષે આપણે વાંચીએ છીએ કે
"માથાના તાલકાથી પગનાં તળીયાં સુધી કંઈજ સાજાપણું નથી.

---

૧૫ રૂમી; ૩; ૧૦. ૧૬ ફીલી ૩; ૬. ૧૭ ૧તીમો ૧; ૧૩.
૧૮. ૧તીમો; ૧;૧૫. ૧૯ લુક; ૧૮;૯. ૨૦. અયુ ૪૦; ૩–૫.
૨૧. ૨સામુ ૧૪; ૨૫.

કેવળ ઘા, સોળ, તથા જખમ" ૨૨ આ યશાયાહ ભવિષ્યવાદીનો આપેલો ચીતાર અમે નિયમને પાળીશું, એવું કબુલ કરનાર વિષે છે, તે વાંચનાર ધ્યાનમાં લીધા વિના નહી રહે.

હજકીએલે પણ પોતાના પુસ્તકમાં નિયમવાળા ઇસ્રાએલી પુત્રોને બંડખોર,૨૩ ઉદ્ધત,૨૪ તથા કઠણ હૃદય૨૫ તથા કપાળના તથા દંગાખોર ૨૬ એવા એવા કિતાબો પ્રભુના આત્માથી આપે છે. કેવું અજબ જેવું છે કે, એટલું છતાં ઇસ્રાએલ પુત્રો નિયમશાસ્ત્ર વિષે અભીમાન કરતા૨૭ હતા પણ તેનો બોજ ઉંચકવાને પોતાની આંગળીએ લગાડતા નહોતા.૨૮ કેમકે તેમનાં કપાળ પીતળ સમાન તથા ડોકું લોઢાની નસ સમાન સખત હતાં. ૨૯ હવે જો કોઈ શાસ્ત્રી જાગ્યા તો તેઓમાં ભાગ્યેજ કોઇ નિયમશાસ્ત્રમાં "પ્રવિણ"૩૦ હતા પણ બીજા, નિયમશાસ્ત્ર સબંધી એવા શાસ્ત્રી જાગ્યા કે તેઓએ પોતાની કલમથી નિયમશાસ્ત્રને જુઠું કરી નાખ્યું. ૩૧ હા, સહુ ઉપરાંત નિયમશાસ્ત્ર શીખવનાર જે યાજકો તેઓએ નિયમશાસ્ત્રને ભંગ કીધું. પવિત્ર તથા સાધારણની વચ્ચે તફાવત રાખ્યો નહીં. શુદ્ધ તથા અશુદ્ધની વચ્ચેનો ભેદ બતાવ્યો નહી, અને પ્રભુના સાબ્બાથો તરફ પોતાની આંખો મીચી દીધી, અને પોતા મધ્યે પ્રભુને બટ્ટો લગાડયો. ૩૨

પ્રભુ ઇસુના વખતમાં શાસ્ત્રી તથા ફરોશી લોકો પોતાને ન્યાયી ધારતા૩૩ હતા એટલુંજ નહી પણ લોકોની આગળ પોતાને ન્યાયી જણાવવા, મોટા જામા પહેરી પોતાનાં સ્મરણપત્રો પહોળાં રાખતા,

---

૨૨. યશા; ૧;૬ ૨૩. હજ; ૨; ૭. ૨૪–૨૫. હઝ ૨; ૪. ૨૬. હઝ; ૨; ૫. ૨૭ રૂમી ૨; ૧૭. ૨૮ માત્થી ૨૩; ૪. ૨૯ યશા; ૪૮;૪. ૩૦ એઝ; ૭; ૬ પ્રેરી; ૨૬; ૩. ૩૧. યર્મી ૮; ૮. ૩૨ હજ; ૨૨; ૨૬. ૩૩. લુક ૧૮; ૯.

ચહુટામાં સલામ ચહાતા, તથા જમણવાર કે બીજી મીજલશ વખતે મુખ્ય આસનો ઇચ્છતા હતા. પણ જે "પ્રભુને માણસમાં શું છે એ૩૪ કહેવાની જેને અગત્ય નહોતી એવા અંતરજામી પ્રભુ ઈસુએ તેમના હૃદયની હાલત કેવી પ્રગટ કરી છે તેતો જુઓ! " એ શાસ્ત્રીઓ, ફરોષીઓ, ઢાગીઓ, તમને અફસોસ." ૩૫ નવ (૯) વખત ઢાંગી એવા ચાંદથી તેમની છાતી કેવી ભરેલી દેખાય છે! અને એ ઉપરાંત પાંચ વખત "આંધળા" અને તે સીવાય "મુર્ખો"૩૬ તથા "સર્પોના વંશ"૩૭ એવાં નામો તેમને સામી છાતીએ મ્હોં તથા આંખની સરમ રાખ્યા વગર આપ્યાં છે. અને તેમનાં ન્યાયી કૃત્ય પ્રભુની દ્રષ્ટીમાં કેવાં કંટાળારૂપ છે, તેના વર્ણનમાં કહે છે કે " આકાશનું રાજ્ય માણસો સામા તમે બંધ કરનાર" જે વિધવાને પ્રભુ સંભાળે છે એવી ગરીબ "વિધવાનાં ઘર ફોલી ખાનાર" થનાર શિષ્યને "બમણો નરકનો દિકરો બનાવનાર" "મચ્છરને ગાળી કાઢી ઊંટને ગળી જનાર" તથા નિયમ-શાસ્ત્રની ભારે વાતો એટલે વિશ્વાસ, દયા તથા પ્રીતિ પડતી મુકનાર તથા ધોળેલી કબરો કે જે માંહે હાડકાં તથા બદઓથી ભરેલા, જુલમ તથા અન્યાયથી ભરપુર એવા જણાવે છે. ખરે, પ્રભુ તો બહારના દેખાવ તરફ નહી પણ હૃદય તરફ જુએ છે.૩૮ કારણ કે પ્રભુ હૃદય-ને પારખનાર ૩૯ તથા જોનાર ૪૦ તથા શોધનાર ૪૧ છે. હવે જો, આકાશો પ્રભુની નજરમાં નિર્મળ નથી ૪૨ તો સ્ત્રીજન મનુષ્યને જે પાપ તથા અન્યાયમાં રચાએલું ને પાપમાં જેની માએ ગર્ભ ધરેલો,૪૩ જેનું હૃદય બાળપણથી ભુંડુ,૪૪ હા સહુથી ભુંડુ ૪૫ અને પાપ તથા

---

૩૪. યોહા; ૨;૨૫. ૩૫. માત્થી; ૨૩. ૩૬. માત્થી;૨૩; ૧૭. ૩૭. માત્થી ૨૩: ૩૩. ૩૮. ૧ સામુ; ૧૬;૭. ૩૯. યર્મી ૧૧;૨૦, ૧૭;૧૦ ૪૦. યોહા; ૨; ૨૫. ૪૧. ગીત; ૫૩; ૨. ૪૨. અયુ. ૬૫.;૧૫. ૪૩. ગીત; ૫૧; ૫. ૪૪ ઉત્પ; ૬; ૫. ૪૫. યર્મી; ૧૭; ૧૦.

અપરાધોમાં મરેલું૪૬ મનુષ્ય નિયમશાસ્ત્ર પાળવાની મગરૂબી કેવી રીતે રાખી શકે? ભલે કેટલાંએક માણસો પોતા વિષે બહુ નેક વિચારો બાંધે; પણ જો સાચું માનીએ તો ભવિષ્યવાદીના કહ્યા મુજબ "માણુસોમાં જે સર્વોતમ, તે ઝાંખરા જેવો, ને મનુષ્યો મધ્યેનો પ્રમાણિક, તે તો પ્રભુની આગળ કાંટાની વાડ કરતાં સારો નથી."૪૭ કેમકે લખ્યું છે કે "કોઈ ન્યાયી નથી, એક પણ નથી, સમજનાર કે દેવને સોધનાર કોઈ નથી. સઘળાએ માર્ગને મૂકી દીધો, એક સંગે સઘળા ભ્રષ્ટ થયા, સારૂં કરનાર કોઇ નથી એક પણ નથી (અવયવોનું વર્ણન નીચે મુજબ).

તેઓનું ગળુ ઉઘાડી કબર છે.
તેઓ જીભથી કપટ કર્યા કરે છે.
તેઓના હોઠોમાં સાપનું ઝેર છે.
તેઓનું મ્હોડું શ્રાપ તથા કડવાસથી ભરેલું છે.
તેઓના પગ લોહી વહેવડાવવા સારૂ વેગવાન છે.
તેઓના માર્ગોમાં નાશ તથા સંતાપ છે.
શાંતિનો માર્ગ તેઓએ જાણ્યો નથી.
તેઓની આંખ આગળ દેવનું ભય નથી."૪૮

હે વહાલા વાંચક તું માને છે કે આ ઉપર બતાવેલી છબી દરેક મનુષ્યની હોવાથી તારી પોતાની પણ છે. જે કરનું નાણું સાચાઈથી દેવની વાત શિખવનાર ઇશુને, પરિક્ષણ ને સારૂ બતાવવામાં આવ્યું. ૪૯ તે વપરાતાં નાણા ઉપર કાઈસારની છબી તથા લેખ હતાં. પણ આ ઉપર બતાવેલી માણસની છબી તથા

૪૬ એફે ૨; ૧. ૪૭ મીખા; ૭; ૪. ૪૮ રૂમી; ૩; ૧૦–૧૮ ૪૯ માતથી; ૨૨; ૧૯-૨૦.

ળેખ મારાં નથી, એવું કોણ કહી શકે? ત્યારે આ હાલતનું માણસ પ્રભુના નિયમનો અમલ કેવી રીતે કરી શકે વારૂ!! પવિત્ર માબાપોએ એકજ હુકમ ન પાળ્યો તો પાપ તથા અપરાધોમાં મુએલાં એવાં પેદા થએલાં છોકરાં અમે આજ્ઞા પાળીએ છીએ, કંઇ પાપ કરતાં નથી એવું શી રીતે બોલી શકે!!!

## નિયમશાસ્ત્રનું કામ.

### ૧ "નિયમથી તો પાપનું ઓળખાણ થાય છે." ૧

જ્યારે યાકુબ પોતાના સઘળા માણસો સાથે મીસર દેશમાં આવ્યો, ત્યારે યુસફે ફારૂનની હજુરમાં જઇ જણાવ્યું, કે આ મારા બાપ તથા મારા ભાઇઓ છે. યુસફના કહેવાથી ફારૂને તેના ભાઇઓને ઓળખ્યા.૨ એમજ નિયમ પ્રગટ થવાથી પાપની ઓળખ થાય છે. પાપનું મુળ માણસના હૃદયમાંૐ છે, કેમકે ભુંડી કલ્પનાઓ,હત્યાઓ, વ્યભીચારો, જારકર્મો, ચોરીઓ, જુઠી શાક્ષીઓ જે માણસના હૃદયમાંથી નિકળે છે ને વટાળે છે.૪ તે સર્વની ઉત્પત્તિ ભુંડા હૃદયમાંપ છે. પણ તેને કોણ જાણી શકે? મનુષ્યને હરકોઇ પ્રકારની પડી ગએલી કુટેવ રફતે રફતે પ્રીય થઇ પડે છે. પણ નિયમ પ્રગટ થવાથી પોતામાં જે પાપ વસે છે૬ તેની ઓળખ થાય છે. ઘણી વખતે માબાપ પોતાના છોકરાંને હુકમ આપે છે કે તું માટી ખાઇશ નહી, ચપ્પુ લઇશ નહી, ઘરમાંથી બહારૂં જઇશ નહી. આ હુકમો સારા છે જો છોકરૂં તે માને તો ઘણું સારૂં. પણ ઘણી વખતે છોકરાં એવા હુકમ સાંભળી તરત બોલી ઊઠે છે કે ના, હું તેમ કરતો નથી, તમે અમથા શા માટે કહો છો! તેમાં છોકરૂં ભલે પોતાને ડાહ્યું અને આજ્ઞાંકિત ગણે પણ

---

૧ રૂમી; ૩; ૨૦. ૨ ઉત્પ; ૪૭; ૨. ૩ ઉત્પ; ૬; ૫. ૪ માત્થી ૧૫; ૧૯. ૫. યર્મી; ૪; ૪; ૧૪. ૬ રૂમી; ૭; ૧૭. ૭ પુન; ૫; ૧૭.

માબાપ, તેની પૃકૃતી જાણી એવા હુકમ આપે છે. છોકરાંને હુકમ આપવા પડે, એવું માબાપ ચહાતાં નથી, પણ છોકરાંએ જાણવું જોઇએ કે હું એવું છું અથવા મારી જાત એવી હોવાથી મને હુકમ મળ્યા છે. ત્યારે આજ્ઞા અથવા નિયમ સારા છે એ જેમ માનીએ છીએ તેમ એ પણ માનવું જોઇએ મારી જાત સારી નથી કેવળ હરામખોર છે માટે મને આ હુકમો અપાયલા છે. જો મારી જાત સારી હોત તો પ્રભુ એવું શા માટે કહેત કે "તું ખુન ન કર, વ્યભીચાર ન કર,૮ ચોરી ન કર,૯ ત્યારે આપણે શંકા વિના માની લ્યો કે "નિયમ તે તો ઉલ્લંઘન માટે૧૦ અપાયલો હતો. તેથી નિયમની મારફતે પાપની ઓળખ થાય છે. જેમ લખ્યું છે કેઃ—

નિયમશાસ્ત્રે કહ્યું ન હોત કે લોભ ન રાખ, તો મેં લોભ જાણ્યો ન હોત પણ પાપે આજ્ઞાથી નિમિત પામીને મને ઠગ્યો, ને મારામાં સઘળા પ્રકારનો લોભ ઉપજાવ્યો. કેમકે નિયમ વિના પાપ મરેલું હતું પણ આજ્ઞા આપી એટલે પાપ સજીવ થયું ને હું મૂઓ ને જે આજ્ઞા મને જીવનને અર્થે હતી તે મને મરણને અર્થે થઈ પડી.

એ માટે નિયમશાસ્ત્ર પવિત્ર છે ખરૂં ને આજ્ઞા પ્રમાણિક તથા હિતકારી છે, ત્યારે જે હિતકારી છે તે મારે સારૂ મરણ થયું શું! ના, એવું ન થાય. પણ પાપ તે પાપજ જણાય માટે એણે જે હિતકારી છે તેણે કરીને મારામાં મરણ ઉપજાવ્યું એ માટે કે આજ્ઞાને આશરે પાપ તે અતિશે પાપીષ્ટ થાય. કેમકે નિયમ આત્મિક છે. ને હું પાપને તાબે વેચાયલો છું મારામાં પાપ વસે છે. મારા દેહમાં કંઇ જ સારૂં નથી.૧૧ આ ઉપરની કલમોથી કબુલ કરીશું કે નિયમથી પાપનું ઓળખાણ થાય છે.

---

૮ પુન; ૫; ૧૮. ૯ પુન; ૫; ૧૯. ૧૦ ગલા; ૩; ૧૯. ૧૧ રૂમી; ૭; ૭–૨૦.

## ૨ "નિયમ અપરાધી ઠરાવે છે." ૧

હવે આપણે જાણીએ છીએ કે નિયમશાસ્ત્ર જે કંઇ કહે છે તે જેઓ નિયમશાસ્ત્રને આધીન છે તેઓને કહે છે. એ માટે કે હરેક મ્હોડું બંધ કરાય ને આખું જગત દેવની આગળ દોષિત ઠરે.૨

આરસીમાં જોનાર ૩ માણસ પોતાનું સ્વરૂપ જોઈ શકે છે; એમજ નિયમશાસ્ત્ર જો આપણી આગળ રાખીશું તો આપણે કેવા ગુનેહગાર છીએ, તે જણાઇ આવશે.

દાઉદે બેથસેબાની સાથે વ્યભીચાર કીધો અને તેને લેવા માટે ઉરીયાનું ખુન કર્યું, છતાં કેટલીક મુદત સુધી તે પોતાને ગુનેહગાર સમજતો નહોતો: પરંતુ જ્યારે નાથાન ભવિષ્યવાદીએ તેને દ્રષ્ટાંતમાં જણાવ્યું કે એક ગરીબ માણસને ત્યાં એકજ ઘેટી હતી, જે તેને જીવ સમાન વ્હાલી હતી પણ એક તવંગર માણસને ઘેર પરોણો આવ્યો, ત્યારે પેલા ધનવાન માણસે પોતાને ત્યાં ઘણાં ઢોર તથા મેઢાં છતાં પોતાના ટોળામાંથી એક ન લેતાં પેલા ગરીબ માણસની ઘેટી લીધી, આ સાંભળી દાઉદ અતિ ક્રોધાયમાન થયો. ને બોલી ઉઠ્યો કે જીવતા યહોવાહના સમ, જે માણસે એ કૃત્ય કર્યું છે તે માણસ મરણ યોગ્ય છે. ત્યારે નાથાને દાઉદને કહ્યું કે, "તુંજ તે માણસ છે."૪ આ દ્રષ્ટાંતથી દાઉદે પોતાને અપરાધી જાણ્યો. અને ત્યાર પછી તેણે પ્રભુની આગળ કબુલ કીધું કે મેં તારી, તારીજ વિરૂદ્ધ પાપ કર્યું છે. અને જે તારી દ્રષ્ટિમાં ભુડું તે મેં કીધું છે.૫ દાઉદની માફક કેટલા બધા લોકો બીજાને અપરાધી ઠરાવે છે. ક્રોધાયમાન થાય છે. ટીકાઓ ચલાવે છે. પણ પોતાની આંખમાંના ભારોટીયા ધ્યાનમાં લેતા નથી.૬ માફી પામનાર પોતાના ગુનાહ જાણશે,

---

૧ ગલા; ૨; ૧૬. ૨ રૂમી; ૩; ૧૯. ૩ યાકુ; ૧; ૨૩.
૪ ૨ સામું; ૧૨: ૧–૭. ૫ ગીત; ૫૧; ૪. ૬ માત્થી; ૭, ૩.

પણ જે બીજાનો ઇન્સાફ કરે છે, ને પોતે પણ તેજ કામો કરે છે, એવા હે માણસ તું દેવના ન્યાયકરણથી શી તરેહ બચીશ!૭

શાસ્ત્રી તથા ફરેશી લોકો, ઇસુને સપડાવવાને માટે વ્યભીચારમાં પકડાએલી એક સ્ત્રીને લાવ્યા૮ અને કહ્યું કે ગુરૂ આ સ્ત્રી વ્યભીચાર કરતાં હમણાંજ પકડાઇ છે. અને મુસાએ કહ્યું છે કે એવીઓને પત્થરે મારવી.૯ માટે એને પત્થરે મારવી ઘટાર્થ છે કે નહિ! પણ માણસમાં શું છે એ કહેવાની જેને અગત્ય નથી એવા અંતરજામી ઇશુએ તેમને કહ્યું કે તમારામાંનો જે નિર્દોષ હોય તે તેના પર પહેલો પત્થર નાખે. પણ શું થયું! લખ્યું છે કે ઘરડાથી માંડીને છેલ્લે સુધી અનુક્રમે, એક પછી એક ચાલ્યા ગયા. શાથી ચાલ્યા ગયા? કારણ માત્ર એજ હતું કે જે નિયમ તોડવાથી તે સ્ત્રી લોકો આગળ અપરાધી દેખાઇ તેમજ એજ હુકમ પોતે પણ તોડનાર હોવાથી પ્રભુની આગળ તેઓ અપરાધી ઠર્યા. જે નિયમથી તેઓએ સ્ત્રીને ગુનેગાર ઠરાવી તેજ નિયમથી તેઓ પ્રભુની આગળ ગુનેગાર ઠર્યા. જે માપાથી તેઓએ સ્ત્રીને માપી આપ્યું તેજ માપાથી ખ્રીસ્તે તેમને પણ માપી આપ્યું. ગુનેહગાર ઠરાવનારાઓ પ્રત્યે પ્રભુનો આવો ઇન્સાફ જગતમાં હજુએ ચાલુ રહે છે.૧૦

એક સંગે સઘળા ભ્રષ્ટ થયા. સઘળાએ માર્ગને મૂકી દીધો, સારૂં કરનાર કોઇ નથી એક પણ નથી.૧૧ તો શું નિયમશાસ્ત્રથી આખું જગત દેવની આગળ દોષીત ઠરતું નથી?૧૨

સરકારે રૈયતના રક્ષણને અર્થે પોલીશ ખાતું રાખ્યું છે. પણ જો રૈયત ફિતુર કરે, ચોરી કરે, લુંટફાટ અને ઝઘડા કરે તો એજ રક્ષણને અર્થે રહેલી પોલીશ તેમને ગુનેહગાર જાણી પકડતી નથી

---

૭ રૂમી; ૨; ૩. ૮ યોહાન; ૮-૧-૧૧. ૯ પુન; ૨૨; ૨૪. ૧૦ દ્રષ્ટાં ૨૪ હજ;૨૫;૩-૪.૧૭. ૧૧ રૂમી;૩; ૧૨. ૧૨ રૂમી ૩;૧૯.

શું? એમજ પ્રભુએ જે નિયમ આપ્યા, તે એવા સારા હતા કે જો કોઇ માણુસ નિયમ પાળે તો તેથી તે જીવે,૧૩ પણ અફસોસ! કોઈ માણુસે નિયમને પુરો પાળ્યો નથી.૧૪ હા જો કોઈ આખું નિયમ-શાસ્ત્ર પાળે ને એકલી એકજ વાત વિષે ચુકે તો પણ તે આખા સબંધી અપરાધી ઠરે છે.૧૫ એક વખતે એક બાપે પોતાના દિકરાને "માહેર-શાલાલ-હાશ-બાઝ"૧૬ એવું દશ અક્ષરવાળું નામ લખાવ્યું તેમાં છોકરાએ "માહેર-શાલાલ-ડ્'શ-બાઝ" એમ લખ્યું તેમાં નિશાની વાળી એક ભૂલ હતી તેથી તે આખા નામ પર છેકો કીધો. છોકરો વિચારવા લાગ્યો કે મેં લખ્યું છે બરાબર ને નામ કેમ ખોટું પડયું? પણ બાપે સમજાવ્યું કે શબ્દમાં ગમે તો એક ભૂલ હોય તો પણ આખો શબ્દ ખોટો ઠરે છે. એમજ જો કોઇ આખું નિયમશાસ્ત્ર પાળે ને એકલી એક વાત વિષે ચુકે તો પણ તે આખા સબંધી અપરાધી ઠરે છે. હા નિયમશાસ્ત્ર જે કંઇ કહે છે. તે નિયમ-શાસ્ત્રને જેઓ આધીન તેઓને કહે છે એ માટે હરેક મ્હોડું બંધ કરાય (દાનીએલને લીધે સીંહોનાં મહો બંધ થયાં તેમ) ને આખું જગત દેવની આગળ અપરાધી ઠરે.

## ૩ "નિયમ ક્રોધ ઉપજાવે છે." ૧

ઇસ્રાએલી પુત્રોને જ્યાં સુધી નિયમ આપવામાં આવ્યા નહોતા, ત્યાં સુધી પ્રભુએ તેમનું ઘણી ઘણી રીતે સહન કર્યું છે. પણ નિયમના અપાયા પછી ઇસ્રાએલ પુત્રો ઉપર ઘણી વખત કોપ, મરકી, આંગીયા સાપ તથા ક્રોધ અને ધમકી પ્રગટ થયાં છે. ૨ નિયમ અપાયા પહેલાં તેઓ ઘણી કચકચ કરતા.૩ કોઇ વખતે મુસાને મારવા

---

૧૩ હજ ૨૦; ૧૧. ૧૪ પ્રેરી; ૭; ૫૩. ૧૫ યાકુ;૨;૧૦. ૧૬ યશા; ૮;૩ ૧ રૂમી; ૪; ૧૫. ૨ ગણ; ૧૧; ૩૩. ગણ ૧૭;૧૨.ગણ ૨૫; ૯. ૩ નિર્ગ ૧૫; ૨૪; ૧૬; ૨. ૪ નિર્ગ; ૧૭; ૪.

પત્થર ઉઠાવતા.૪ પણ પ્રભુએ તેમનું સહન કર્યું. કેમકે નિયમ આ-પાયો ન હોય, ત્યાં સુધી પાપ ગણાય નહીં.૫ પરંતુ નિયમ પ્રગટ થયા પછી ઇસ્રાએલ પુત્રોના હાલ જુઓ. ચાલીશ વર્ષ અરણ્યમાં રઝળ્યા,૬ અવિશ્વાસુઓના મુડદાં અરણ્યમાં પડયાં ૭ કેમકે નિયમના પ્રવેશથી અપરાધ અધીક દેખાય છે. ૮ લખ્યું છે કે નિયમ ક્રોધ ઉપજાવે છે ને એમ અક્ષર ( નિયમ ) મારી નાંખે છે.૯ તેથી હરેક નિયમ તોડનાર "ક્રોપનાં છોકરાં"૧૦ થઇ ચૂકયાં છે.

રૂમી ૭ મા અધ્યાયમાં "હું" "મને" "મારામાં" "મે" એવા શબ્દો ઘણીવાર લખેલા છે એવા શબ્દો નિયમને તાબેદાર માણસના છે, છેવટે એજ નિયમવાળો માણુસ નિયમ વિષે કબુલ 'કરે છે કે તે સારો છે પણ નિયમથી પોતાના હાલ તથા જાત ઓળખી તેમાંથી પોતાનો બચાવ કરવા બુમ મારે છે કેમકે તેને માલૂમ પડયું કે નિયમ ક્રોધ ઉપજાવે છે હા, ખચીત અક્ષર મારી નાખનાર છે. અરે! હું કેવો ક્લેશી માણુસ છું. મને આ મરનાર શરીરથી કોણ છોડાવશે ?" એવા માણુસનું સમાધાન કેવળ ખ્રીસ્ત ઇશુમાં રહેલું છે. પણ નિયમમાં નહીં. કેમકે જીવન આપી શકે એવો નિયમ પ્રભુએ આપ્યો હોત તો નિશ્ચે નિયમથી ન્યાયીપણું થાત.૧૧ જેઓ દૈહીક ભાવ રાખેછે અને દેહનાં વાનાં પર ચીત લગાડે છે તેમાંનો કોઇ દેવને પ્રસન્ન કરી શક-તો નથી.૧૨ પણ દેહ પ્રમાણે ચાલનારામાં પાપજ રહેલું છે. તેઓ દેહ પ્રમાણે ચાલીને તથા વર્તીને કદી દેવના નિયમને આધીન થઇ શકતાં નથી તેઓ પ્રભુના ક્રોધ તથા શાપ૧૩ તળે રહે છે; તો હે માણુસ ! તું દેવના ક્રોધથી શી તરેહ બચીશ ?૧૪

---

૫ રૂમી;૫;૧૩. ૬–૭ હેબ્રી ૩;૧૭. ૮ રૂમી ૫;૨૦. ૯ ૨કરીં;૩;૬. ૧૦ એફે; ૨; ૩. ૧૧ ગલા; ૩; ૨૧. ૧૨ રૂમી;૮;૭–૮. ૧૩ ગલા ૩; ૧૦. ૧૪ રૂમી; ૨; ૩.

## ૪ "નિયમશાસ્ત્ર કોઈને ન્યાયી ઠરાવતું નથી."[૧]

નિયમશાસ્ત્રના પ્રવેશથી હરેક મ્હોડું બંધ થાય છે. અને આખું જગત દેવની આગળ દોષીત ઠરે છે,[૨] ત્યારે આપણે કબૂલ કરીશું કે નિયમ કોઈને પણ ન્યાયી નહીં ઠરાવે.[૩] અને છુટકો પણ નહીં આપે. પોલીશ ગુન્હા કરનારને કેદી કરી ન્યાયાધીશને સોંપે છે;[૪] તેથી કેદીના છુટકાનો આધાર પોલીશ ઉપર નહી, પણ ન્યાયાધીશ પર રહ્યો. સજા કરવી અથવા છુટકો આપવો તે ન્યાયાધીશના હાથમાં છે.[૫] હવે જો માણસ નિયમ પાળી શકયા હોત, તો પ્રભુ તેઓને નિયમથી ન્યાયી ઠરાવત. એક પંડિતે ખ્રીસ્ત ઇસુને પુછ્યું કે ઉત્તમ ઉપદેશક, અનંતજીવન પામવા માટે હું શું કરૂં? ઇસુએ કહ્યું, તું આજ્ઞાઓ જાણે છે. એમ કરને તું જીવશે. આ સાંભળી પંડિતે કહ્યું કે હું મારા નાનપણથી આજ્ઞાઓ પાળતો આવ્યો છું. તો હું શા સંબંધી અધુરો છું! પ્રભુ ઈસુને તેના ઉપર હેત આવ્યું ખરૂં પણ તેના જવાબમાં જણાવ્યું, કે તારૂં બધું વેચીને દરિદ્રીઓને આપી દે ને મારી પાછળ ચાલ. આ સાંભળી તે ધનવાન પંડિત કે જે નાનપણથી નિયમ પાળતો હતો તેનું મહો ઉતરી ગયું, ને ઉદાસ થઈને રસ્તે પડયો.[૬] શું ખ્રીસ્તે પોતાના ઉપદેશમાં નહોતું કહ્યું કે દેવની તથા દ્રવ્યની સેવા તમારાથી કરાય નહી. કારણ તે એકની ગમનો થશે, અને બીજાનો દ્વેષ કરશે;[૭] તેણે ઇશુ કરતાં દ્રવ્યને વધારે ચાહ્યું. કેમકે તેની મિલ્કત ઘણી હતી. ઉપરની બીનાથી દેવના રાજ્યની નજીક આવેલા પંડિત વિષે ઈસુએ કહ્યું કે, જુઓ, દ્રવ્યવાનને દેવના રાજ્યમાં પેસવું કેવું અઘરૂં છે?

---

૧ ગલા; ૩; ૧૧. ૨ રૂમી ૩; ૧૯. ૩ ગલા; ૩; ૧૧. ૪ માત્થી; ૫; ૨૫. ૫ યોહા; ૧૯: ૧૦. ૬ માર્ક; ૧૦; ૧૭–૨૬. ૭ માત્થી ૬; ૨૪.

ઇશુ નિયમ સંબંધી કહે છે કે "હું નિયમશાસ્ત્રનો નાશ કરવા આવ્યો છું, એમ ન ધારો પણ તેને પૂર્ણ કરવા આવ્યો છું. ૮ "પૂર્ણ કરવા" આ શબ્દોથી શું માલૂમ પડતું નથી કે નિયમનું કામ સંપૂર્ણ નહી પણ અધુરૂં છે. હા, લખેલું છે કે "નિયમશાસ્ત્રે કંઈ પરિપુર્ણ કીધું નથી.૯ ત્યારે નિયમનું કામ જે અપૂર્ણ છે તે એજ કે નિયમશાસ્ત્ર કોઇને ન્યાયી ઠરાવી શકતું નથી.૧૦ જેમ "બે વર્ષ પછી પોર્કિઅસ ફેસ્તસ, ફેલીકસને ઠેકાણે આવ્યો ને ફેલીક્સ પાઊલને બંદીવાન મૂકીને ગયો.૧૧ આ પ્રમાણે નિયમતો ફકત માણસોને બંદીવાન મુકીને ચાલ્યો જાય છે. જેમ લખ્યું છે "વિશ્વાસ આવ્યા પહેલાં આપણે નિયમ તળે રખાઇને જે વિશ્વાસ પ્રગટ થનાર હતો, તેને સારૂ બંધ કરાએલા હતા.૧૨ ત્યારે આવા બંદીવાનના નિશાસા એજ રહેશે કે હું કેવો કલેશી માણસ છું? મને આ મરનાર શરીરથી કોણ છોડાવશે! ૧૩ નિયમ તળે થવા ચહાનારાઓ ૧૪ અને તેની ઝુંસરી ખેંચવાને ગરદન ધરનારાઓ, નિયમથી શા હાલ થાય છે તે ધ્યાનમાં લો અને તેથી છુટકો શોધો.

## "નિયમશાસ્ત્રની જગા."

નિયમ પ્રગટ થતી વેળાએ બધા ઇસ્રાએલી લોકોએ પ્રભુને જણાવ્યું, કે અમે તારા હુકમો માનીશું.૧ પણ હૃદયનો પરિક્ષક,૨ માણસની હાલત જાણતો હતો કે હું તેઓને મારા નિયમો હજારો કાનુનમાં જાહેર કરૂં તોપણ તેઓ ગણકારશેઉ નહી. આ કારણને લીધે નિયમશાસ્ત્રની બન્ને સાક્ષ્ય પાટીને દયામાં આનંદ માનનાર ૪

---

૮ માત્થી ૫; ૧૭. ૯ હેબ્રી;૭; ૧૯. ૧૦ ગલા; ૨; ૧૬. ૧૧ પ્રેરી;૨૪;૨૭. ૧૨ ગલા;૩;૨૩. ૧૩ રૂમી ૭; ૨૪ ૧૪ ગલા;૪;૨૧. ૧ નિર્ગ; ૧૯; ૮. ૨ યર્મી; ૧૧; ૨૦. ૩ હોશી; ૮; ૧૨. ૪ મીખા; ૭; ૧૮.

ફરે દયાસનની નીચે રાખી એ માટે કે ગુનેગારો પ્રત્યે પોતાની દયા તથા કૃપા પ્રગટ કરે કેમકે પ્રભુ, પ્રભુ, દેવ દયાળુ તથા કૃપાળુ મંદરોષ ને કૃપાનો કર્ત્તા, હજારોપર દયા દર્શાવનાર છે.૬ લખ્યું છે કે જો સૈન્યોના યહોવાહે આપણે સારૂ શેષ રહેવા દીધો નહોત, તો આપણે સદોમના જેવા હા ગમોરાહના સરખા થઇ ગયા હોત."૭

હા, ફેરવ્યા વિનાની પોળી કે જેનું બળ પરદેશીઓએ શોષી લીધું છતાં ભાન રહ્યું નહી૮ એવા અનાજ્ઞાંકીત ઇફ્રાઇમ પુત્રો કે જેમની સાથે યહોવાહ નથી, ૯ તેમને શિક્ષા કરતી વખતે પ્રભુ શું કહે છે? અરે ઇફ્રાઇમ હુ તને શું કરૂં! હું તને જેટલી વખત શિક્ષા કરૂંછું તેટલી વખત તું મને યાદ આવે છે, ને મારી કરૂણાવૃતી એકત્ર સળગી ઉઠે છે.૧૦

આ ઉપરની કલમો સીવાય જો આપણી ગુજારેલી જીંદગી પર નજર કરતાં દાઉદના શબ્દો પોતાને અર્થે બોલીએ કે ખચીત તે આપણાં પાપ પ્રમાણે આપણી સાથે વરત્યો નથી, ને આપણા અન્યાયના પ્રમાણમાં આપણને બદલો વાળ્યો નથી. ૧૧ કેમકે હે યાહ, જો તું દુષ્ટ કામો જોઈ લે, તો હે પ્રભુ કોણ ઉભો રહી શકે?"૧૨ ત્યારે પ્રભુના દયાળુ નામની સ્તુતિ થાઓ કે તેણે નિયમશાસ્ત્રને દયાસનની નિચે રાખ્યું, એ માટે કે ન્યાયપર દયા જયજયકાર કરે.૧૩

## નિયમશાસ્ત્રનો મુખ્ય વિષય.

### મુલાકાત મંડપ અને તેમાંનું પરમપવિત્રસ્થાન.

મિસર દેશમાંથી પોતાના લોકને કાઢ્યા પછી, સર્વ સમર્થ

૫ નિર્ગ; ૪૦; ૨૦. ૬ નિર્ગ ૩૪; ૬–૭. ૭ યશા; ૧; ૯. ૮ હોશી; ૭; ૮–૯. ૯ રકાલ; ૨૫; ૭. ૧૦ હોશી; ૧૧; ૮. ૧૧ ગીત; ૧૦૩; ૧૦. ૧૨ ગીત ૧૩૦; ૩. ૧૩. યાકુ; ૨; ૧૩.

પ્રભુ તેઓની સાથે દીવસે મેઘસ્તંભ તથા રાત્રે અગ્નિસ્તંભ તરીકે રહેતો.૧ પણ નિયમશાસ્ત્રના પ્રગટ થયા પછી, જ્યારે નિયમનું ઉલ્લંઘન થયું, ત્યારે પ્રભુએ તેઓને જણાવ્યું કે હું તમારી મધ્યે નહીં આવું રખે પળવારમાં તમારો નાશ થાય ૨ તેથી પ્રભુએ પોતાની હાજરી છાવણી બહાર મંડપમાં રાખી. ત્યાં મુસા, પ્રભુ સાથે મ્હોએ મ્હો વાત કરતો; અને બધી વાતની સલાહ તેમાં લેવાતી. તેથી મંડપનું નામ મુલાકાતમંડપ ૩ કહેવાયું. આ મુલાકાત મંડપમાં ત્રણ ભાગ હતા:—

૧. આંગણું—જ્યાં યહુદીઓ ઉભા રહેતા.

૨. પવિત્ર સ્થાન—આ ભાગમાં યહુદીઓમાંથી ચુંટી કઢાયલા હા પ્રભુની આસ્થાને લીધે સેવા કરવા સારૂ પસંદ કરાયલા યાજકો પ્રવેશ કરે.૪

૩. પરમપવિત્ર સ્થાન—આ ઠેકાણાંમાં કોષ અને પ્રભુની હાજરી હતી. જ્યાં કોઇથી પ્રવેશ કરી શકાય એમ નહોતું. કેવળ યાજકોમાંથી પ્રભુ જેને બોલાવે એવો પ્રમુખ્ય યાજક વર્ષમાં એક વખતે પ્રભુની સન્મુખ પ્રવેશ કરે.૫

યહુદી લોક સીવાય બીજા વિદેશી લોક બહાર ઉભા રહેતા. હવે આપણે ધ્યાનમાં લઇએ કે પૃથ્વીની તમામ કોમ કે કુળમાંનો માણસ મુલાકાત મંડપમાં નહી પણ બહાર ઉભો રહે—

તેઓમાંથી ફક્ત પ્રભુએ આ એકજ યહુદી કોમને પોતાને માટે

---

૧ નિર્ગ; ૧૩; ૨૧. ૨ ગણ; ૩૩; ૫. ૩ ગણ; ૩૩; ૭. ૪ ગણ; ૮; ૧૧. ૫ નિર્ગ; ૩૦; ૧૦; લેવી; ૧૬; ૨.

પસંદ કરી, કે જે મંડપના આગણામાં ઉભી રહી શકે. "જેમ લખ્યું કે પૃથ્વીનાં તમામ કુળોમાંથી મેં તમારીજ ખબર લીધી" (આમો. ૩;૨)

આ આંગણામાં ઉભા રહેનાર બારે કુંળમાંથી કેવળ લેવી કુળનેજ પસંદ કર્યું, કે જે પવિત્રસ્થાનમાં તેની સેવા કરવા સારૂ ઉભા રહી શકે.

હવે પવિત્રસ્થાનમાં જે યાજકો હતા, તેમાંથી ફક્ત જેને પ્રભુ બોલાવે તેજ કેવળ પરમપવિત્રસ્થાનમાં પવિત્ર તથા ગૌરવી પ્રભુની સન્મુખ જઇ શકે.

વહાલા વાંચક, આ મંડપની રચના કંઈ ખાસ ભેદ જાહેર કરે છે. નિયમ પ્રગટ થયા તો નિયમથી માનવની જાત જાહેર થઇ; પણ મુલાકાતમંડપ અને તેમાંના પરમપવિત્રસ્થાનથી ગૌરવી પ્રભુનું રહેઠાણ જાહેર થાય છે. અને ત્યાં કોણ જઇ શકે, ક્યારે તથા કેવી રીતે જઇ શકે, એ બાબતો તેમાં સમાએલી છે. આપણે નિયમશાસ્ત્રમાંના મંડપ તથા તેમાંના પરમપવિત્રસ્થાન તરફ જોઇએ કે તેમાં આપણે માટે શું ખાસ વાત રહેલી છે?

આ મુલાકાતમંડપની રચના કાંઇ મુસાએ યોજી કાઢી નથી, પણ પ્રભુએ જે નમુનો[૧] સીનાઈ પર્વતપર બતાવ્યો છે તે પ્રમાણે કરવામાં આવી હતી. ત્યારે આપણે માનવું જોઈએ કે નમુના પ્રમાણે બનાવેલી વસ્તુ તે મંડપ છે, ત્યારે નમુનાવાળી ખરી વસ્તુ પણ હોયજ. નમુના પ્રમાણે બનાવવામાં આવતી વસ્તુ મળતી છે ખરી પણ બંન્ને એકબીજાથી જુદાં છે. પ્રતિમા કે પ્રતિછાયા ખરી વસ્તુનો ભાસ આપે પણ ખરી વસ્તુ થઇ શકે નહી. તમે એક ખરૂં ઝાડ જે જમીનપર ઉભું છે તેને જુઓછો અને તેનો પડછાયો જમીનપર પડવાથી જમીન ઉપર એક છાયાવાળું કે ઓળાનું ઝાડ જુઓછો. છાયાવાળા ઝાડમાં

---

૧ નિગ; ૨૫; ૯.

ખરા ઝાડનું થડ, ડાળી અને આકૃતી જોઈ શકોછો. પવનની હીલ-ચાલથી અસલ ઝાડ મુજબ છાયા પણ હીલચાલ કરે છે. પણ આ છાયા તથા ખરૂં ઝાડ શું એકબીજાથી જુદાં નથી ? એજ પ્રમાણે આ દુનિયા ઉપરનો મંડપ તથા તેમાંનું પરમપવિત્રસ્થાન તે તો છાયા કે પ્રતિમા, હા આકાશમાંના ખરા પરમપવિત્રસ્થાનનો ઓળો છે. અને નિયમશાસ્ત્રનું સઘળું કામ આ છાયા કે પ્રતિમા કે નમુના પ્રમાણે બનાવેલા પરમપવિત્રસ્થાનની અંદર છે. હવે નમુનો જેમ ખરી વસ્તુનો ભાસ આપે છે તેમ છાયાવાળુ પરમપવિત્રસ્થાન ખરા પરમપવિત્રસ્થાનનો ભાસ આપે છે. જે ગૌરવી પ્રભુનું પરમપવિત્ર રહેઠાણ છે.

### પડદો.

આ પરમપવિત્રસ્થાનમાં પ્રભુની હાજરી અથવા ગૌરવ હતું. અને ત્યાં કોઇ પ્રવેશ ન કરે માટે પવિત્રસ્થાન તથા પરમપવિત્ર સ્થાન એ બેની વચ્ચે પડદો રાખેલો હતો. મુસા, જ્યારે ચાલીશ દિવસ પ્રભુની સન્મુખ રહ્યો ત્યારે તેનો ચહેરો એવો તો પ્રકાશિત થયો હતો કે ઇસ્રા-એલી પુત્રો તેના તેજસ્વી મુખને નિહાળી શક્યા નહી. તેથી લોકના કહ્યા મુજબ મુસાના મહોપર ઘુંઘટ રાખવામાં આવ્યો.૮ તો કેટલું વિશેષ માનવું ઘટે છે કે "પ્રકાશોનો બાપ જે એકલો અગમ્ય અજ-વાળામાં રહે છે," ૯ જેને પવિત્રાઇ વિના કોઈ જોઇ શકે નહી,૧૦ એવા ગૌરવી તથા મહિમાવાન પ્રભુ અને પાપી માણુસ એ બેની વચ્ચે પડદો હોય એ સ્વભાવિક નથી શું !

પડદો, જુદાપણું કે ભીન્નતા બતાવે છે. ખરેખર પ્રભુ તથા પાપી

---

૭ નિર્ગ; ૨૬;૩૩. ૮ નિર્ગમન; ૩૪;૩૫ ૯. યાકુબ; ૧;૧૭. ૧૦ હેબ્રી; ૧૨; ૧૪

માણસ એ બેની વચમાંનો પડદો એક મોટી આડી ભીંત૧૧ બતાવે છે. આદમ, જ્યાં સુધી પવિત્ર સ્થીતિમાં હતો ત્યાં સુધી પવિત્ર પ્રભુ, દીવસને શીતળ પહોરે વાડીમાં તેમની સાથે વાત કરતો.૧૨ પણ જ્યાં પાપ થયું કે તરતજ આદમે દેવની દ્રષ્ટિથી વાડીનાં વૃક્ષોમાં પોતાને સંતાડયો'૧૩ શું આ જુદાપણું નથી? લખ્યું છે કે તમારા અપરાધો મારી અને તમારી વચ્ચે ભીન્નતા કરતા આવ્યા છે.૧૪ ત્યારે તો આ પડદો સ્પષ્ટ બતાવી આપે છે, કે જ્યાં સુધી પરમપવિત્ર સ્થાનનો પડદો દુર કરાશે નહી, ત્યાં સુધી માણસ અથવા મનુષ્યોનો આત્મા ખરા પરમપવિત્રસ્થાનમાં પવિત્ર પ્રભુની સન્મુખ દાખલ થઇ શકે તેમ નથી. અહાશ્વેરોશ બાદશાહની હજુરમાં કોઈ બોલાવ્યા સીવાય જઇ શકે તેમ નહોતું, જો જાય તો માર્યો જાય. પણ જેની સન્મુખ રાજદંડ ધરવામાં આવે તેજ બચે ૧૫ જો આ દુનિયાના પવિત્રસ્થાનમાં ઉજીયા રાજા ધૂપ બાળવા ઉન્મતાઇથી ગયો ને તેને કોઢ ફુટી નિકળ્યો૧૬ તો કેટલું વિશેષ છે કે પ્રભુના ખરા ઠેકાણામાં કોઇ જઇ શકે નહિ.

જ્યારે પ્રમુખ્ય યાજક પરમપવિત્રસ્થાનમાં પ્રવેશ કરે ત્યારેજ આ પડદો દુર કરાતો. પણ એ વાતતો જેમ પ્રભુ ભોજનનો સંસ્કાર પાપનિવારણને અર્થે ખ્રીસ્તનું થઈ ગએલું મરણ દર્શાવે છે.૧૭ તેવી રીતે પ્રાયશ્ચિતને દિવસે પડદાનું દુર થવું, એતો ભવિષ્યમાં ખ્રીસ્તના મરણથી ખરા પરમપવિત્રસ્થાનમાં પાપીઓને સારૂ જે મહા મોટો ઉદ્ધાર એટલે સ્વર્ગનું ઉઘડવું તે દર્શાવનાર છે.

હવે આપણે માનીશું કે જો છાયા એવી પડેલી છે તો નમુના

---

૧૧ એફે; ૨;૧૪. ૧૨ ઉત્પ; ૩; ૮. ૧૩ ઉત્પ; ૩; ૮.
૧૪ યશા; ૫૯; ૨. ૧૫ એસ્તે; ૪; ૧૧. ૧૬ ૨કાળ; ૨૬; ૧૯.
૧૭ ૧ કરિં; ૧૧; ૨૪; ૨૫.

વાળા ખરા ઠેકાણામાં પણ એમજ હોવું જોઇએ. અને આ વાત કંઇ આપણી અક્કલે મારી મચરડીને ગોઠવીએ છીએ એમ તો નહી પણ પ્રભુ પવિત્ર આત્મા પોતેજ એમ શીખવે છે કે પહેલો મંડપ હજી કાયમ રહે છે ત્યાં સુધી પરમ પવિત્રસ્થાનનો માર્ગ પ્રગટ થયો નથી. વર્ત્તમાન કાળને સારૂ તે મંડપ ઉપમા રૂપ હતો. ૧૮

## નિયમશાસ્ત્રમાંનો પ્રમુખ્ય યાજક અને તેનું કામ.

આ દુનિયા ઉપરના છાયાવાળા પરમપવિત્રસ્થાનમાં પ્રવેશ કરનાર એકલો પ્રમુખ્ય યાજક હતો. લેવી કુળના યાજકોમાંથી પ્રભુ જેને બોલાવે તેજ આ માન જોગ પદવી પામતો.૧૯ વર્ષમાં ફકત એકજ વખત૨૦ પ્રભુની સન્મુખ સેવા કરવાને હાજર થતો. તે વખતે પહેલાં પોતાનાં પાપોને સારૂ અને ત્યાર પછી લોકોનાં પાપનું પ્રાયશ્ચિત કરવાને બકરાં તથા વાછરડાંનું લોહી૨૧ લઇને પરમ પવિત્ર સ્થાનમાં પ્રવેશ કરતો હતો. આ લોહી દયાસન પર છાંટવામાં આવતું કે જે દયાસનની નીચે નિયમની પાટીઓ હતી.૨૨ ત્યાર પછી તેજ લોહી લઇને પવિત્રસ્થાનમાં પાછો આવે, ને સઘળી વસ્તુ તથા માણસ પર તેજ લોહીનો છંટકાવ કરે તેથી લોહીના છંટકાવવાળી સર્વ ચીજ તથા માણસ પવિત્ર કહેવાતાં.

જે દિવસે આ પ્રમુખ્ય યાજક પરમપવિત્રસ્થાનમાં પ્રવેશ કરતો તે દિવસે સેવાને સારૂ તેને ઉભાજ રહેવું પડતું.૨૩ કેમકે તે પ્રભુ તથા માણસ એ બેની વચ્ચે મધ્યસ્થ ૨૪ તરીકે રહેતો; અને સર્વ લોકને સારૂ પ્રાયશ્ચિત કરતો, જેથી તેની સેવાનું સઘળું કામ પુરૂં કરી બહાર આવીને સહુને આશિર્વાદ દે, ત્યાં સુધી આખી

---

૧૮ હેબ્રી; ૯; ૯. ૧૯ હેબ્રી; ૫; ૪. ૨૦ હેબ્રી; ૯; ૭. ૨૧ હેબ્રી; ૯; ૧૨–લેવી; ૧૬; ૧૮. ૨૨ હેબ્રી; ૯; ૪. ૨૩ હેબ્રી; ૧૦; ૧૧. ૨૪ ગણ; ૧૬; ૪૮.

જમાત આતુરતાથી તેની રાહ જોતી.૨૫ આ પ્રમાણે પ્રમુખ્ય યાજક સેવા કરવાને સારૂ પરમપવિત્રસ્થાનમાં જે દિવસે પ્રવેશ કરે તે વખતે પ્રભુ તથા માણુસની વચ્ચેનો, હા, પવિત્રસ્થાન તથા પરમપવિત્ર-સ્થાનની વચ્ચેનો પડદો દુર કરાતો; એમ પરમપવિત્રસ્થાનનો માર્ગ પ્રગટ થતો, પડદો દુર કરાયા પછી પ્રમુખ્ય યાજક, પ્રભુ તથા માણુસ વચ્ચે ઉભો રહે છે.

આ પ્રમુખ્ય યાજકનું કામ તથા સેવા પ્રાયશ્ચિતના દિવસે કેવળ વર્ષમાં એકજ વખત૨૬ કરવામાં આવતાં હતાં. ત્યાર પછી બીજે વર્ષે બીજો પ્રમુખ્ય યાજક બદલાતો એમ દર પ્રતિવર્ષે પ્રમુખ્ય-યાજક બદલાયા કરતા ૨૭ છતાં હરેક પ્રમુખ્ય યાજક દર વર્ષે તેને તેજ યજ્ઞો તથા સેવા કરતાં ઉભા રહેતા, કેમકે તેમના યજ્ઞ પાપો કાઢવાને સમર્થ નથી.૨૮ એમ તેઓ ધણા છતાં મરણુને લીધે તેમનાથી ટકાતું ન્હોતું.૨૯ આ પ્રમાણે નિયમશાસ્ત્ર નબળાઇએ ભરેલા માણુસને પ્રમુખ્ય યાજક ઠરાવે છે. ૩૦

## પ્રાયશ્ચિતનો દિવસ. ૩૧

જે દિવસે પ્રમુખ્ય યાજક પડદાની પેલી બાજુ જતો, અને પડદો દુર થવાથી પરમપવિત્રસ્થાનનો માર્ગ પ્રગટ થતો, તે દિવસે સઘળી હા આખી ઇસ્રાએલી કોમનું પ્રાયશ્ચિત કરવામાં આવતું. તેથી તે પ્રાયશ્ચિતના દિવસે પૃથ્વીની પીઠ પર વસનાર કોઈ પણ યહુદી હાજર હોય કે ન હોય, તો પણ તેઓનું પ્રાયશ્ચિત કરવામાં આવતું હતું. વર્ષમાં ત્રણ વખત હરેક યહુદી પ્રભુની સન્મુખ હાજર રહેવાને બંધાયલો હતો.૩૨ આ દિવસ આખી ઇસ્રાએલી કોમને સારૂ મોટામાં

---

૨૫ લુક; ૧; ૧૦. ૨૬ હેબ્રી; ૯; ૭. ૨૭ હેબ્રી ૭; ૨૩. ૨૮–હેબ્રી ૧૦; ૧૧. ૨૯ હેબ્રી; ૭; ૨૩. ૩૦ હેબ્રી; ૭; ૨૮. ૩૧ લેવી; ૨૩; ૨૭. ૩૨ નિર્ગ ૨૩; ૧૭. ૩૪; ૨૩.

મોટા દિવસ હોવાથી હરેક માણસ હાજર થવાને બંધાયલો હતો. આ દિવસે જે કોઇ આદમકઇ ન કરે તે માર્યો જાય એ તેને માટે જોખમ પણુ હતું.૩૩

વહાલા વાંચક આપણે આ બધું કામ છાંયા વાળા મંડપમાં જોયું છે. ત્યારે જો છાયા એવી પડેલી છે તો ખરી વસ્તુમાં પણુ એવીજ હકીકત હોવી જોઇએ, એજ બનાવ હોવો જોઇએ. નહીં તો છાયા એવી પડે નહી.

હવે આપણુને માલુમ છે કે પ્રભુને પોતાનાં સર્વ કામ જગતના આરંભથી માલૂમ છે.૩૪ તેથી ખરી વસ્તુના બનાવ પ્રભુ પહેલાં જુએ છે, પણુ આપણે પાછળથી જોઇએ છીએ, જેથી બનાવ બન્યા પહેલાં પ્રભુ આગળથી છાયા પાડી શકે છે. યુસફ કેવો મોટા થશે, એ તેના બાપ તથા ભાઇઓને માલૂમ નહતું. પણુ પ્રભુ અગાઉથી જાણુતો હોવાથી તેણે તે બીના સ્વપ્નદ્વારે યુસફને જાહેર કરી કે સુર્ય, ચંદ્ર ને અગીઆર તારા તને નમશે. તારા ભાઇઓની પુળીઓ તારી પુળી આગળ નમશે.૩૫ શું આ ભવિષ્યમાં થનાર ખરી વસ્તુની છાયા નહોતી ? આપણે તો જ્યારે બનાવ બની આવે છે, ત્યારેજ જાણીએ છીએ પણુ પ્રભુ તો અગાઊથી તે નિપજ્યા પહેલાં જાહેર કરે છે.૩૬ આ વાતથી યુસફના ભાઈઓએ તેની અદેખાઇ કરી, અને કહ્યું કે જુઓ ! પેલો સ્વપ્નપતિ આવે છે, ચાલો આપણે તેને કુવામાં ફેંકી દઇએ, ને તેના સ્વપ્નોનું શું થાય છે તે જોઇએ. એ પ્રમાણે થનાર બાબતની છાયા જાહેર થવાથી; તીરંદાજોએ તેને સતાવ્યો, અને પ્રભુના વ્હાલા ઉપર બાણો ફેંક્યાં. ભાઈઓએ ધાર્યું, કે તે કોઈ

---

૩૩ લેવી; ૨૩; ૨૯. ૩૪ પ્રેરિત; ૧૫; ૧૮. ૩૫ ઉત્પ; ૩૭;૭.
૩૬ યશા; ૪૮; ૫.

ઘરમાં લુંડાપણા કરતો હશે, બાપે ધાર્યું, કે મારા દિકરાને કોઈ જંગલી પ્રાણીએ ફાડી ખાધો હશે. પણ પ્રભુએ પાડેલી છાયા કેમ ખોટી ઠરે!! પ્રભુની નજરમાં તે ખરો બનાવ હતો. તેથી જ્યાં સુધી તે બીના પ્રગટમાં ન આવી, ત્યાં સુધી પ્રભુએ તે છાયા તરીકે (સ્વપ્નોથી)-માણસોને પ્રગટ કરી. આપણે તો કાલ શું ઉપજાવશે, તે જાણતા નથી.૩૭ તો પછી ભવિષ્યની વાત કેમ જાણી શકીએ! કેવળ પ્રભુજ સર્વજ્ઞ હોવાથી તે જાણી શકે છે ૩૮, તેથી આપણે કે જેઓ ટુંકી જીંદગીના તથા ટુંકી બુદ્ધિના માણસો છીએ તેમને ભવિષ્યમાં બનનાર બીનાની છાયા બતાવી શકે છે. જ્યારે બીના બની આવે છે ત્યારે આપણે અલ્પમતિના મૂઢ માનવી આશ્ચર્યમાં ગરકાવ થઈએ છીએ. પવિત્ર શાસ્ત્રની ઘણી ઘણી છાયાઓ થનાર વાતોના ઓળા તરીકે૩૯ જાહેર કરાઇ અને તે મુજબ બનાવ પણ બની ચુક્યા. અને હજુ સેંકડો પુરી થનાર બાબતો હશે. પણ આ મુલાકાત મંડપ તેતો છાયા કે પ્રતિમા છે, ત્યારે પ્રતિમા કે પ્રતિછાયાથી આપણે અસલ વસ્તુ તરફ નજર કરીશું.

અહા! દેવની સંપત્તિનું તથા બુદ્ધિનું તથા જ્ઞાનનું ઉંડાંપણું? તેના ઠરાવો કેવા અશોધ્ય ને તેના માર્ગો કેવા અગમ્ય છે? તેનો સર્વકાળ સુધી મહીમા થાઓ. આમીન.૪૦

## મુલાકાત મંડપનો સ્થાયી મુકામ.

દાઉદ રાજા કે જેને પ્રભુએ દુઝણી ઘેટીઓની પાછળ ફરવાથી૧ બોલાવી ઇસ્રાએલ ઉપર રાજા ઠરાવ્યો. રાજા થયા પછી જ્યારે તે

---

૩૭ યાકુ; ૪; ૧૪. ૩૮ હેબ્રી;૪; ૧૩ ૩૯ કલો; ૨; ૧૭
૪૦ રૂમી; ૧૧; ૩૩—૩૬. ૧. ૨સામુ ૭; ૮ ગીત ૭૮; ૭૧.

પોતાને સારૂ યરૂસાલેમમાં એરેજકાષ્ટનું ઘર બાંધતો હતો,૨ ત્યારે તેના મનમાં આવ્યું, કે હું મારે સારૂ ઘર બાંધું છું, પણ પ્રભુ મંડપમાં રહે તે ઠીક નથી. તેથી તેણે પ્રભુને સારૂ ઘર બાંધવાનો વિચાર કર્યો. પણ પ્રભુની ધારણા મુજબ સુલેમાને પ્રભુને સારૂ ઘર બાંધ્યું. જે પ્રભુનું મંદીર કે ઘર કહેવાય છે. સુલેમાને બાંધેલું પ્રભુનું મંદીર પોતાની મરજી મુજબ બાંધ્યું નહોતું. પણ મુલાકાત મંડપની રચના મુજબ તેને બાંધવામાં આવ્યું. દાઉદે યરૂશાલેમ શહેર પોતાને રહેવા સારૂ પસંદ કીધું હતું૩ જેથી ત્યાં પોતાની ગાદી સ્થાપી, તેથી યરૂશાલેમમાં દાઉદ અને તે સીવાય ઘણા મોટા રાજાઓ થયા. આ કારણથી યરૂસાલેમ "મોટા રાજાનું નગર"૪ કહેવાયું. અને પ્રભુનું મંદીર પણ આ યરૂસાલેમ કે જે મોટા રાજાઓનું નગર કહેવાય છે તેમાં સ્થાપીત થયું. તેથી મુલાકાત મંડપની સઘળી સેવા અને તેમાંનું કામ, હા મંડપના પરમપવિત્રસ્થાનમાંનું પ્રભુનું ગૌરવ યરૂસાલેમના મંદીર અને તેમાંના પરમપવિત્રસ્થાનમાં કાયમ થયાં. મુસાફરીના સમયમાં પ્રભુએ લોકોને જણાવ્યું હતું કે જે જગ્યા પ્રભુ તારો દેવ ઠરાવે, કે પસંદ કરે ત્યાં યહોવાહની સેવા કરવા સારૂ તારે હાજર થવું.૫ આ જણાવ્યા મુજબ તેણે યરૂસાલેમને પોતાને સારૂ પસંદ કીધું. જેમ લખ્યું છે કે "સાલેમમાં તેનો મંડપ ને સિઓનમાં તેનું રહેઠાણ છે."૬ યરૂસાલેમમાં બાંધેલા આ તેના મંદીરની પ્રતિષ્ટા વખતે એટલે સુધી યહોવાહના ગૌરવથી ઘર ભરાઇ ગયું કે પ્રભુની હજુરમાં સેવા કરનાર યાજકો પણ મંદીરમાં ઉભા રહી ન શક્યા.૭

---

૨. ૧કાલ; ૧૭; ૧. ૩. ૨શમુ; ૫-૪-૯. ૪. માત્થી; ૫; ૩૫
૫. નિર્ગ; ૨૩; ૧૭. ૬. ગીત; ૭૬; ૨. ૭. ૨કાલ; ૭; ૨.

મંદીર બંધાયા પછી મંડપમાં થતી સઘળી સેવા યરૂસાલેમના મંદીરમાં થવા લાગી. મંડપના બદલામાં મંદિર બંધાવાથી મંદીરનું પરમપવિત્રસ્થાન આકાશી પરમપરમપવિત્રસ્થાનની ઉપમા કે ઓળારૂપ થયું. જેથી આ યહોવાહનું મંદીર તે "બાપનું ઘર,"૮ "પ્રાર્થનાનું ઘર" ૯ અને પ્રભુના કહેવા મુજબ "મારૂં ઘર" એ નામથી ઓળખાયું–તેથી હરેક યહુદી ભજન કરવાં સારૂ યરૂસાલેમમાં આવતો હતો. જેમ વાંચીએ છીએ કે "એક હબસી ખોજો, જે હબસીઓની રાણી કાંડાકીના હાથ નીચે મોટો અમલદાર તથા તેના સઘળા ભંડારનો કારભારી હતો, તે ભજન કરવા સારૂ યરૂસાલેમ આવ્યો હતો" ૧૦ અને કદાપી કોઈ પરદેશમાં કે બંદીવાન તરીકે ગયા હોય તો પણ પ્રભુની પ્રાર્થના કરતાં યરૂસાલેમ તરફ પોતાનાં મહોં રાખીને પ્રાર્થના કરતા હતા. દાનીએલ ભવિષ્યવાદી પોતાના ઘરમાં દિવસ ત્રણવાર પ્રાર્થના કરતો ત્યારે તેના ઓરડાની બારીઓ યરૂસાલેમ તરફ ઉઘાડી હતી૧૧ સમરૂની સ્ત્રીએ ઇશુને ઓળખ્યા પહેલાં કહ્યું કે "અમારા પીતાઓ આ પહાડપર ભજન કરતા હતા પણ તમે કહોછો કે જે જગ્યાએ ભજન કરવું જોઈએ તે યરૂસાલેમમાં છે"૧૨ કેમકે પ્રભુની નજર એ ઠેકાણાપર સદા રહેનાર હતી૧૩ હવે જો ઉપરના (આકાશી ઘર કે) પરમપવિત્ર સ્થાનમાં કંઇ ફેરફાર થાય તો તેની છાયા યરૂસાલેમના મંદીરમાંના પરમપવિત્રસ્થાનમાં પડવી જોઈએ.

જો કે પ્રભુ હાથથી બનાવેલા મંદીરમાં વસતો નથી કેમકે આકાશોના આકાશમાં જ્યારે તે સમાતો નથી તો આ હાથથી

---

૮. યોહા; ૨; ૧૬. ૯. માર્ક ૧૧; ૧૭. ૧૦. પ્રેરી; ૮; ૨૭. ૧૧. દાની; ૬; ૧૦. ૧૨. યોહા; ૪; ૨૦. ૧૩ રકાજ; ૭; ૧૫.

બનાવેલા મંદીરમાં કેમ સમાઈ શકે !૧૪ આકાશ તેનું રાજ્યાસન અને પૃથ્વી તેનું પાયાસન, ત્યારે પ્રભુના વિસામાની શી જગ્યા હોય ?૧૫ છતાં મંડપ તથા મંદીર જે હેતુથી બંધાયું, તે વાંચકના જાણુવામાં આવ્યું હશે કે કેવળ પ્રભુના પોતાના ખરા ઠેકાણાનો અથવા પરમ-પવિત્રસ્થાનનો ભેદ જાહેર કરવા બંધાયું હતું. તથા પરમપવિત્ર-સ્થાનનો માર્ગ પ્રગટ થાય ત્યાં સુધી૧૬ તેની જરૂરીઆત હતી કેમકે પ્રભુએ સમારી સ્ત્રીને જણાવ્યું કે "બાઈ, મારૂં માન; એવી વેળા આવે છે કે જેમાં તમે આ પહાડપર અથવા યરૂસાલેમમાં પણ બાપનું ભજન નહી કરશો."૧૭.

## નિયમશાસ્ત્રનો સમય.

સુવાર્ત્તામાં આપણે વાંચીએ છીએ, કે "નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓ યોહાન લગી હતાં"૧ ત્યારે "યોહાન લગી" એટલે શું? શું આપણે એનો એવો અર્થ સમજીએ કે યોહાન લગી એટલે હમેશાં સુધી! ના, ના. પણ આપણે ખચીત કબુલ કરીશું કે ફક્ત યોહાનનાં આવતાં સુધીજ નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદી હતા. ત્યાર પછીથી નહિ. જો ચાલુ વાત હોત તો "આજ સુધી"૨ એમ હોય. માત્થી પોતાની સુવાર્ત્તામાં ચોકખું દર્શાવે છે, કે બધા ભવિષ્યવાદીઓએ તથા નિયમશાસ્ત્રે યોહાન સુધી ભવિષ્ય કહ્યાં છે.૩ આ યોહાન તે બાપ્તિસમા કરનાર યોહાન છે. અને જો નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓ યોહાન સુધી હોય તો યોહાન પછી કઇ વાત હોવી જોઈએ! એની શાક્ષી તો યોહાન પાસેથીજ આપણને મળવી જોઇએ.

---

૧૪. પ્રેરી; ૭; ૪૭ ૨કાલ; ૬; ૧૮. ૧૫. પ્રેરી; ૭; ૪૯. ૧૬. રૂમી; ૯; ૮,૯. ૧૭ યોહા; ૪; ૨૧. ૧ લુક; ૧૬; ૧૬. ૨ માત્થી ૨૮. ૩. માત્થી, ૧૧; ૧૩.

જ્યારે યોહાનને કોઇએ ચાડી કરી કે રાબી જો, જે તારાથી બાપ્તિસ્મા પામ્યો તે તો યર્દનને કાંઠે બાપ્તિસ્મા કરે છે (ઇસુ તો નહી પણ તેના શિષ્યો) ત્યારે યોહાને ઉત્તર દેતાં કહ્યું કે તમે પોતે મારા શાક્ષી છો, કે મેં કહ્યું કે હું તે ખ્રીસ્ત નથી, પણ તેની આગળ મોકલાયલોછું. જેને કન્યા છે તેજ વરરાજા છે; પણ વરરાજાનો મિત્ર જે ઉભો રહીને તેનું સાંભળે છે, તે વરરાજાની વાણીથી બહુ આનંદ પામે છે, એ માટે મારો એ આનંદ સંપુર્ણ થયો છે, તે વધતો જાય પણ હું ઘટતો જાઉં એ જરૂરનું છે. ૪ આ શાક્ષીથી આપણે કબુલ કરીએ છીએ કે યોહાન પછી ઇસુની વાત રહેલી છે. અને યોહાન સુધી નિયમશાસ્ત્રની વાત રહેલી છે. કેમકે નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદી યોહાન સુધી હતાં. અને તેમણે તેના આવતાં સુધી ભવિષ્ય કહ્યાં.

જેમ, જમીનની હદ બતાવવાને અથવા હદ સાચવવાને બાણુ નાખવામાં આવે છે, પણ જો બાણુ ખસેડવામાં ૫ આવે, તો એકની હદ વધશે, અને બીજાંની હદ ઘટશે. એમ ન બને માટે મુસાએ ઇસ્રાએલીઓને કાયદો આપ્યો હતો કે " તારાં અસલનાં બાણુ ન ખસેડ" ૬ જો જમીનની હદ વધારવાને બાણુ ન ખસેડાય, તો પછી નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદી જે યોહાન સુધી હતાં તો તેનો આપણે ખ્રીસ્ત પછી તથા આજ સુધી પણ કેવી રીતે અમલ કરવો ?

પાઉલ વિષે આપણે વાંચીએ છીએ કે શિષ્યો તેને વહાણ સુધી વળાવવા ગયા.૭ ત્યારે " વહાણ સુધી" એટલે શું ? શું વહાણમાં

---

૪ યોહા; ૩; ૨૨-૩૦. ૫. અયુ; ૨૪; ૨. ૬. પુન; ૧૯;૧૪
૭. પ્રેરી; ૧૦, ૩૮.

એઠા પછી છેક દરીઆને પેલેપાર ઉતરતા સુધી ! ના. કેમકે આપણે પાઉલને વહાણમાં અને વળાવનારાઓને વહાણ જે કિનારે હતું ત્યાંજ ઉભેલા જોઇએ છીએ જો ઠેઠ સુધી સંઘાતે આવે તો "વહાણ સુધી" એમ ન કહેવાય. એમજ નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદી યોહાન સુધી આવેલાં હતાં. આગળ નહીજ.

જો હેરોદની બીક ખરી હોય, ને યોહાન બાપ્તિસ્મા કરનાર મુએલામાંથી પાછો ઉઠયો હોય, ૮ અને આજ સુધી જીવતો હોય તો આપણે કબુલ કરીએ કે નિયમશાસ્ત્ર પણ આજ સુધી છે. પણ હેરોદની બ્હીક તેતો "કોઇ પૂઠે નથી લાગતું તોપણ દુષ્ટ નાસે છે" ૯ તેની માફક હતું. પણ આ સ્ત્રીથી જન્મેલાઓમાં સૌથી મોટા ૧૦ ભવિષ્યવાદી યોહાનનું માથું તો પેલી વિષયી સ્ત્રીની દીકરી સાલોમીએ કથરોટમાં ક્યારનુંએ માગી લીધું અને તેનું ધડ તેના શિષ્યોએ લઇને દાટી દીધું છે. ૧૧ એજ યોહાન લગી નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓ હતાં. જેમ નિયમની બંન્ને પાટી અથવા નિયમશાસ્ત્રની જગ્યા કૃપાસનના ઢાંકણ ૧૨ નીચે છે, તેમજ નિયમશાસ્ત્રની હદ પણ કૃપાના પ્રગટ કરનાર ઇસુખ્રીસ્તના પ્રગટ થતાં સુધીજ છે.

---

## કૃપા પ્રગટ કરનાર ઇસુનું જાહેર થવું.

ઇસ્રાએલી લોકો વચનના દેશમાં વસ્યા પછી યહોવાહની દ્રષ્ટીમાં જે ભુંડુ તે વારંવાર કરતા હતા. ૧ આ કારણથી ઇન્સાફી ન્યાયાધીશ. ૨ તેઓને બીજી દેશજાતી અથવા પરદેશી રાજાના હાથમાં સોંપતો હતો. ૩ જેના જુલમ તથા ત્રાસથી તેઓ અતી ઘણા હેરાન

---

૮. લુક; ૯; ૭. ૯, દ્રષ્ટાં; ૨૮; ૧. ૧૦. માત્થી; ૧૧; ૧૧. ૧૧. માત્થી; ૧૪; ૮. ૧૨. નિર્ગ; ૪૦; ૨૦. હેબ્રી; ૪; ૧૬. ૧. ન્યા; ૨; ૧૧; ૩; ૧૨. ૨. યશા; ૩૩; ૨૨. ૩. ન્યા; ૨; ૧૪; ૩; ૧૨.

થતા અને કષ્ટથી તેઓનાં હૃદય નરમ પડતાં–૪ જ્યારે તેઓને સહાય કરનાર યહોવાહ સીવાય કોઇ નથી એવું માલમ પડતું ત્યારે પાછા પોતાના સંકટમાં યહોવાહને પોકારતા. ૫ આ વખતે સર્વ કરૂણાનો બાપ, ૬ તેઓનાં દુઃખમાંથી છોડાવવા હરકોઇ ન્યાયાધીશને ઉભા કરી તે ન્યાયાધીશની હસ્તક ૭ પોતાના લોકનો છુટકો કરતો.

આ પ્રમાણે પ્રભુની કૃપા વારંવાર માણસ જાતપર થતી હોવાથી તેઓમાં જે જ્ઞાની અને યહોવાહની કૃપા વિષે વિચાર કરનારા તેઓ ગીતો ગાતા હતા કે યહોવાહનો આભાર માનો કેમકે તે ઉત્તમ છે, ને તેની કૃપા સર્વકાળ ટકે છે. આ પ્રમાણે યહોવાહના ખંડી લીધેલાઓએ બોલવું. ૮

બાબેલનાં બંદીપ્રવાસનાં સીતેર વર્ષ પુરાં થયાં ત્યારે પ્રભુએ ઇરાનના રાજા કોરેષને પ્રેરણા ૯ કરી અને પોતાના લોકને ગુલામીમાંથી કાઢી સમૃદ્ધિમાં આણ્યા. તેમજ તે અગાઉ પોતાના મિત્ર ઇબ્રાહીમને જણાવ્યા મુજબ પોતાના લોકનો મિસર અથવા લોઢાની ભઠ્ઠિમાંથી૧૦ છુટકો કરવા ચારસો ત્રીસ વર્ષે પોતાના સેવક મુસાને ઉભો કર્યો. ૧૧ પણ પહેલો આદમ જેના ઉલ્લંઘનથી ૧૨ સઘળાં માણસ પાપ તથા સેતાનની ગુલામીમાં આવ્યાં, અને આખી ભુમી પણ શ્રાપીત થઇ૧૩ જેથી આજ સુધી આખી સૃષ્ટિ નીસાસા નાંખે છે. અને દેવનાં છોકરાંના પ્રગટ થવાની વાટ જોયા કરેછે.૧૪ તો પ્રભુ આ આખા જગતનો ઉધાર કરવા, પાપીઓનું તારણ કરવા, હા "સેતાનથી જે પીડાએલાં તેમને

---

૪. ગીત; ૧૦૭; ૧૨. ૫. ગીત; ૭૮; ૩૪. ૬. ૨કરી; ૧; ૩. ૭. ન્યા; ૩; ૧૮. ૮. ગીત; ૧૦૭; ૨, ૪૩. ૯. ૨કાલ; ૩૬; ૨૨. ૧૦. ૧રા; ૮; ૫૧, પુન; ૪; ૨૦. ૧૧. પ્રેરી; ૭; ૩૦. ૧૨. રૂમી; ૫; ૧૯. ૧૩. ઉત્પ; ૩; ૧૭. ૧૪. રૂમી; ૮; ૨૦–૨૨.

સમા કરવા સારૂ" ૧૫ પોતાની કૃપા, હા મહામોટી કૃપા પ્રગટ ન કરે શું? હા, તે કૃપા તેણે વ્હાલામાં આપણને મફત આપી છે. ૧૬ એટલે તેનો એકાકીજનિત પુત્ર પ્રભુ ઇસુ જે બાપની ગોદ પર અઢેલેલો ૧૭ તેને આખા જગતનો ઉધાર કરવા સારૂ ૧૮ મોકલ્યો. "જે દેવનો શબ્દ". ૧૯ કૃપા તથા સત્યતાથી ભરપુર હતો તે સદેહ થયો ને આપણામાં વસ્તી કીધી. તે "કૃપા તથા સત્યતાથી ભરપુર હતો" ૨૦ અગાઉ દેવની જે જે કૃપાઓ થઇ તે તે પૃથક પૃથક માણસ, તથા દેશજાતીને માટે હતી પણ આતો "દેવે જગતપર એટલી (બેસુમાર) પ્રીતી કીધી કે તેણે પોતાનો એકાકીજનિત દીકરો આપ્યો એ સારૂ કે જે કોઈ તેનાપર વિશ્વાસ કરે તેનો નાસ ન થાય પણ તે સર્વકાળનું જીવન પામે." ૨૧

આ વાત વિશ્વાસુ તથા સંપુર્ણ અંગીકાર કરવા યોગ્ય છે કે ખ્રીસ્ત ઇશુ પાપીઓને તારવા જગતમાં આવ્યો. ૨૨ "તેનું નામ ઇસુ એ માટે પાડવામાં આવ્યું કે જે પોતાના લોકને તેઓનાં પાપમાંથી તારશે તે એજ છે" ૨૩

આપણા પ્રભુના પ્રગટ થવાના સમયમાં "નાઝરેથ જ્યાં તે ઉછર્યો હતો ત્યાં તે આવ્યો, ને પોતાની રીત પ્રમાણે તે વિશ્રામવારે સભાસ્થાનમાં ગયો, ને વાંચવા સારૂ તે ઉભો થયો. ને યશાયાહ ભવિષ્યવાદીનું પુસ્તક તેને આપવામાં આવ્યું. તેણે પુસ્તક ઉઘાડીને જ્યાં નિચે પ્રમાણે લખ્યું છે તે જગ્યા કહાડી કે "પ્રભુનો આત્મા મારા પર છે, કેમકે દરિદ્રીઓને સુવાર્ત્તા પ્રગટ કરવા સારૂ તેણે મારો અભી-

---

૧૫. પ્રેરી; ૧૦; ૩૮. ૧૬. એફે; ૧; ૬. ૧૭. યોહા; ૧; ૧૮. ૧૮. યોહા; ૩; ૧૭. ૧૯. યોહા; ૧; ૧, ૧૪. ૨૦. ૧ યોહા; ૧; ૧. ૨૧, યોહા; ૩; ૧૬. ૨૨. ૧ તીમો; ૧; ૧૫. ૨૩. માત્થી; ૧; ૨૧.

ષેક કીધો છે. બંદીવાનોને છુટકો તથા આંધળાઓને દ્રષ્ટી પામવાનું જાહેર કરવા, ઘાયલ થએલાઓને છોડાવવા તથા પ્રભુનું માન્ય વરસ પ્રગટ કરવા સારૂ તેણે મને મોકલ્યો છે.

અને તે પુસ્તક બંધ કરી સેવકને પાછું આપીને સભામાં બેઠા ને સભામાં સહુની નજર તેનાપર ચોંટી રહી ત્યારે તે તેઓને કહેવા લાગ્યાં કે આજ આ લેખ તમારા સાંભળતાં પુરો થયો છે. અને બધાએ તેના વિષે સાક્ષી આપી ને જે કૃપાની વાતો તેના મહોમાંથી નિકળી તેથી તેઓ અચરત થયા ” ૨૪

વ્હાલાઓ, આપણને અપરાધી ઠરાવનાર નિયમશાસ્ત્ર મુસાની માર્ફતે અપાયું. પણ નિયમશાસ્ત્ર પછી કૃપા તથા સત્યતા પ્રગટ કરાયલાં છે. જે પ્રભુ ઇસુખ્રીસ્તની માર્ફતે. જેમ લખ્યું છે કે “ નિયમશાસ્ત્ર મુશાની માર્ફતે અપાયું પણ કૃપા તથા સત્યતા ઇસુખ્રીસ્તની માર્ફતે આવી. ૨૫

## સમય પુરો થયે ખ્રીસ્ત.

ફારૂનના હાથમાંથી છુટકો કરવા મુસા હોઇ શકે, કરડી દેશજાતીના હાથમાંથી છુટકો કરવા કોઈ ન્યાયાધીશ કે પેગંબર હોઇ શકે, પણ આખા જગતને પાપ તથા સેતાનના બંધનમાંથી છોડાવવા શું કોઇ ન્યાયાધીશ કે ભવિષ્યવાદી ચાલી શકે? ના, ના. પણ આખા જગતને માટે જો કોઇ હોય તો તે ઉપરથી ૧ હા આકાશથી પ્રભુજ ૨ હોવો જોઈએ કે જે જગતને જીતી શકે, ૩ શેતાનનો નાસ કરી શકે, ૪ અને આખા જગતનું પાપ હરણ ૫ કરી શકે એટલુંજ નહી પણ સર્વને જીવન ૬ આપી શકે. તેજ આખા જગતને માટે

---

૨૪. લુક; ૪; ૧૬–૨૨. ૨૫. યોહા; ૧; ૧૭. ૧. યોહા; ૩; ૩૧. ૨. ૧ કરી; ૧૫; ૪૭. ૩. યોહા; ૧૬; ૩૩. ૪. હેબ્રી; ૨; ૧૪. ૫. યોહા; ૧. ૨૯. ૬. યોહા; ૫; ૨૧.

ત્રાતા ૭ થઈ શકે. જગત ઉપરના ધણીપણાથી, ૮ કુદરતને તાબે કરી શકવાથી ૯ મરણ ઉપરની સત્તાથી ૧૦ તથા સેતાનના સઘળા પરાક્રમ પરના અધીકારથી ૧૧ આપણને ખાત્રી હોઇ શકે કે જગત નો ત્રાતા નિશ્ચે એજ છે—તેજ કેવળ નિયમથી અપરાધી ઠરેલા ૧૨ જગતને નાસમાંથી બચાવી શકે છે.

ત્યારે આવી મહાન ઇશ્વરી શક્તિ ધરાવનાર પરાક્રમી તારનાર તે કોણ છે! એ તો કેવળ આપણો મહાન પ્રભુ ઇસુ "જે દેવના રૂપમાં છતાં દેવને સમાન હોવું પકડી રાખવા ચાહ્યું નહી. પણ તેણે દાસનું રૂપ લઈને એટલે માણસની પ્રતિમામાં થઈને પોતાને ખાલી કર્યો ને માણસના સરખા આકારમાં પ્રગટ થઇ"૧૩ પાપીઓને તારવા જગતમાં આવ્યો. ૧૪ જેમ બાળકો માંસ તથા લોહીનાં છે તેમ તે પણ માંસ તથા લોહીનો ભાગીયો થયો, એસારૂ કે પોતે મરણ પામીને મરણનું પરાક્રમ રાખનારનો એટલે સેતાનનો નાસ કરે ૧૫ આ સુભક્તિતનો મર્મ ખચીત મોટો છે. એટલે જે દેહમાં પ્રગટ થયો. ૧૬ એમાટે કે જે કૃપા અનાદીકાળથી ખ્રીસ્તઇસુમાં આ-પણને આપેલી હતી. પણ આપણા તારનાર પ્રભુ ઈસુખ્રીસ્તના પ્રગટ થયાથી હમણાં પ્રસિદ્ધ થઈ છે. ૧૭

યહુદીઓ જ્યાં જ્યાં પરદેશમાં ગયા ત્યાં ત્યાં આ આવનાર ઉદ્ધારકની વાત પ્રસરેલી હતી. અને તેથી આવનારની વાટ ઘણી આતુરતાથી જોવાતી હતી. ૧૮ ભવિષ્યવાદો ઉપરથી ઘણાઓને તેના આવવાના સમયનું ૧૯ ભાન થયું હતું અને તેથી આવા ઉદ્ધારકને

---

૭. યોહા; ૪; ૪૨. ૧૧; ૨૭: ૧૨; ૪૭. ૮. હેબ્રી; ૧; ૩. ૯. માત્થી; ૮; ૨૭. ૧૦. યોહા; ૫; ૨૧. ૧૧. લુક; ૧૦; ૧૯. ૧૨. રૂમી; ૩; ૧૯. ૧૩. ફીલી; ૨; ૮. ૧૪. ૧ તીમો; ૧; ૧૫. ૧૫. હેબ્રી; ૨; ૧૪. ૧૬. ૧ તીમો; ૩; ૧૬. ૧૭. ૨ તીમો; ૧; ૯–૧૦. ૧૮. યોહા; ૧૦; ૧૪. ૧૯. લુક; ૩. ૧૫.

જોવા સારૂ તેમની આંખો તલપી રહી હતી. એમ તેનું પ્રગટ થવું સમય પ્રમાણે હતું. ૨૦

આપણે જોયું કે નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓ યોહાન લગી હતાં ૨૧ એટલે તેમનો સમય ત્યાં સુધીમાં પુરો થયો હતો. આ કારણથી યોહાને પોતાના ઉપદેશમાં કહ્યું કે આકાશનું રાજ્ય પાસે આવ્યું છે. ૨૨ જેથી સમય પુરો થયે આવનારની વાટ આતુરતાથી જોવાતી હતી.

યોહાને બંદીખાનામાં સંકોશિલ થવાથી પોતાના શિષ્યોમાંના બેને મોકલીને પૂછાવ્યું કે આવનાર તે તું છે કે અમે બીજાની રાહ જોઇએ. ત્યારે ખ્રીસ્તે પોતાનાં કામ જાહેર કરી કહેવડાવ્યું કે જે મારા સબંધી ઠોકર નહી ખાશે તેને ધન્ય છે. ૨૩.

યોહાન ખ્રીસ્તની વાટ અને તેનો માર્ગ સીધા કરવા પહેલો પ્રગટ ૨૪ થયો પણ લોકો યોહાન સબંધી પોતાના મનમાં વિચાર કરતા હતા કે એ ખ્રીસ્ત હશે કે નહી; ત્યારે યોહાને કબુલ કીધું ને નકાર કીધો નહી પણ કહ્યું કે મારાં કરતાં જે બળવાન તે આવે છે. કે જેના ચંપલની વાધરી છોડવા જોગ હું નથી. ૨૫ આ યોહાન બૈરીઓથી જન્મેલામાં સહુથી મોટો હતો ૨૬ પણ તેણે પોતાના કરતાં વધારે મોટો જે આવનાર હતો તેના વિષે એટલે ખ્રીસ્ત વિષે એ શાહેદી આપી.

તેમજ અવિશ્વાસુ યહુદીઓએ પણ ખ્રીસ્તને પુછ્યું કે ક્યાં સુધી તું અમારો જીવ સંદેહમાં રાખશે. જો તું ખ્રીસ્ત છે તો અમને સાફ કહે. ૨૭.

---

૨૦. ગલા; ૪; ૪. ૨૧. લુક; ૧૬; ૧૬. ૨૨. માત્થી; ૩; ૨. ૨૩. લુક; ૭; ૨૩. ૨૪. લુક; ૩; ૪. ૨૫. લુક; ૩; ૧૬. ૨૬. માત્થી; ૧૧; ૧૧. ૨૭. યોહા; ૧૦; ૨૪.

સમારી સ્ત્રીએ પણ ખ્રીસ્તને ઓળખ્યા પહેલાં જણાવ્યું કે જ્યારે ખ્રીસ્ત આવશે ત્યારે બધું શિખવશે. પણ ઓળખ્યા પછી કહ્યું કે જગતનો ત્રાતા નિશ્ચે એજ છે ૨૮ તેમજ પ્રભુ પવિત્રાત્માએ પણ સીમીઓનને જણાવ્યું હતુ કે પ્રભુના ખ્રીસ્તને જોયા પહેલાં તું મરણ પામશેજ નહી ૨૯.

આ પ્રમાણે સમયની સંપુર્ણતાએ હવે પોતાનો દિકરો બૈરીથી જન્મેલો એવો મોકલ્યો ૩૦.

હવે નિયમશાસ્ત્રનો સમય યોહાન સુધી હતો. તેથીજ ખ્રીસ્તે "યોહાન પરસ્વાધીન કરાયા પછી ગાલીલમાં સુવાર્ત્તા પ્રગટ કરતાં કહ્યું કે સમય પુરો થયો છે ૩૧" હવે જો સમય પુરો થયે ખ્રીસ્ત પ્રગટ થયો છે, તો ખ્રીસ્તથી શું જાહેર થાય? શું નિયમશાસ્ત્ર! ના, તેતો મુસાથી પ્રગટ કરાયું પણ ખ્રીસ્તના આવવાથી નિયમ નહી પણ કૃપા પ્રગટ કરાઈ છે ૩૨ આ વાતોથી પ્રગટ થાય છે કે માણસોને તો સઘળા સમય સરખા હોય પણ ખ્રીસ્ત પોતાનો સમય જાણતો હતો, સમય પહેલાં તેના ભાઈઓએ તેને કહ્યું કે "કોઈ પોતે પ્રસિદ્ધ થવા ચાહતા ગુપ્તમાં કંઈ કરતો નથી જો તું એ કામો કરે છે તો જગતની આગળ પોતાને જાહેર કર." ત્યારે ઇશુ તેઓને કહે છે કે 'મારો સમય હજી આવ્યો નથી; પણ સઘળા સમય તમને સરખા છે. ૩૩ આ વાતથી આપણે માનીએ છીએ કે તેનું પ્રગટ થવું નિયમશાસ્ત્રનો સમય પુરો થયો હતું, એ પ્રભુનું માન્ય કરેલું વર્ષ કૃપા પ્રગટ કરવાને સારૂ ૩૪ સમય પ્રમાણે હતું.

---

૨૮. યોહા; ૪; ૪૨. યોહા; ૪; ૨૯. ૨૯. લુક; ૨; ૨૬. ૨૦. ગલા; ૪; ૪. ૩૧. માર્ક; ૧; ૧૪. ૩૨. યોહા; ૧; ૧૭. ૩૩. યોહા; ૭; ૬. ૩૪. લુક; ૪; ૧૯.

# શાસ્ત્ર પ્રમાણે ખ્રીસ્ત.

તારનાર પ્રભુ ઈસુએ શિષ્યોને જણાવ્યું કે "જે તમે જુઓ છો તે જે આંખો જુએ તેઓને ધન્ય છે કેમકે હું તમને કહું છું કે જે તમે જુઓ છો તે ઘણા ભવિષ્યવાદીઓ તથા રાજાઓ જોવા ચાહતા હતા પણ તેઓએ જોયું તથા સાંભળ્યું નહી." ૧

ઇસુએ યહુદીઓની સાથે વાત કરતાં કહ્યું કે "જો કોઇ મારૂં વચન પાળે તો તે કદી મોત નહી પામશે. ત્યારે યહુદીઓએ કહ્યું કે ઇબ્રાહીમ તેમજ ભવિષ્યવાદીઓ મરી ગયા છે. પણ તું કેમ કહે છે કે જો કોઈ મારૂં વચન પાળે તો મોત નહી પામશે. શું તું અમારા બાપ ઈબ્રાહીમ કરતા મોટો છે! તે તો મરી ગયો છે ને ભવિષ્યવાદીઓ પણ મરી ગયા છે. તું પોતાને કોણ ઠરાવે છે? ઈશુએ ઉતર દીધો કે તમારો બાપ ઈબ્રાહીમ મારો દહાડો જોવાની આશાથી હર્ખાયો. ને તે જોઇને તેને આનંદ થયો. યહુદીઓએ તેને કહ્યું કે હજી તો તું પચાસ વર્ષનો થયો નથી ને શું તેં ઇબ્રાહીમને જોયો છે! ઈશુએ તેઓને કહ્યું કે હું તમને ખચીત ખચીત કહુછું કે ઈ-બ્રાહીમનો જન્મ થયા પહેલાંનો હું છું" ભલે આ વાતથી યહુદીઓ ઈશુને મારવાને પત્થર ઉપાડે, ૨ પણ એ સ્પષ્ટ માલુમ પડે છે કે ઈબ્રાહીમ તથા ભવિષ્યવાદીઓએ ખ્રીસ્ત સબંધી થનાર વાતો વેગળેથી જોઈ અને માન્ય કરી લીધી. ૪ અને પ્રભુએ તે નિપજ્યા પહેલાં આગળથી પ્રગટ પણ કરી.૪

આ કારણને લીધે નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓમાં ખ્રીસ્ત ઈસુના જન્મ ૫ ઉપદેશ, ૬ ચમત્કારો ૭ અને મરણ સબંધીની ૮

---

૧. લુક; ૧૦; ૨૪. ૨. યોહા; ૮; ૫૯. ૩. હેબ્રી; ૧૧; ૧૩. ૪. હેબ્રી; ૧૧; ૧૩. ૪. પ્રેરી; ૭; ૫૨. ૫. મીખા; ૫; ૨; યશા; ૭; ૧૪. ૬. યશા; ૯; ૧—૨. ૭. માત્થી; ૮; ૧૬—૧૭. ૮. યશા. ૫૩.

બીનાઓ ઘણીજ સ્પષ્ટ રીતે તેમજ કેટલીક તો ચોક્કસ સમયની ૯ સાથે પ્રગટ કરેલી છે. તેઓમાંના કેટલાએકે તો જાણે ખ્રીસ્ત સંબંધીની બીનાઓ પોતાની રૂબરૂ બની આવી ન હોય એવી રીતે૧૦ લખી છે. આપણે જ્યારે ખ્રીસ્તની થઈ ગએલી બાબતોનું સ્મરણ કરી આનંદ કરીએ છીએ, ત્યારે તેઓ થનાર વાતનું સ્મરણ કરી આશામાં ૧૧ આનંદ કરતા હતા. અને આતો નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓથી સર્વ માન્ય વાત હતી. ૧૨ તેથી જેમ ખ્રીસ્તનું પ્રગટ થવું સમય પ્રમાણે હતું તેમજ ખ્રીસ્તનું પ્રગટ થવું શાસ્ત્ર પ્રમાણે છે એ નીચેની વાતોથી માલૂમ પડે છે.

ઇસુએ યહુદીઓને કહ્યું "તમે શાસ્ત્ર તપાસી જુઓ છો કેમકે તેઓથી તમને અનંત જીવન છે એમ તમે ધારો છો; ને મારા વિષે શાહેદી આપનાર તેજ છે." ૧૩

હું બાપની આગળ તમપર દોષ મુકીશ એમ ન ધારો; તમપર દોષ મુકનાર એક એટલે મુસા છે જેના પર તમે ભરોસો રાખો છો કેમકે જો તમે મુસા પર વિશ્વાસ કર્યો હોત તો મારા પર વિશ્વાસ કરત કેમકે તેણે મારા વિષે લખ્યું. પણ જો તમે તેના લેખોપર વિશ્વાસ નથી કરતા તો મારી વાતોપર તમે કેમ વિશ્વાસ કરશો ! ૧૪

વળી ફીલીપે, નાથાએલને મળીને કહ્યું કે નિયમશાસ્ત્રમાં જેના વિષે મુસાથી તથા ભવિષ્યવાદીઓથી લખાયું, તે એટલે નાઝરેથનો ઈસુ અમને મળ્યો છે...આવીને જો. ૧૫

એમજ હબસી ખોજો, જે યરૂસાલેમમાં ભજન કરીને પાછો જતો હતો તેની પાસે જવાને દુતે ફીલીપને ખબર આપી. તેથી

---

૯. દાની; ૯; ૨૫-૨૭. ૧૦. યશા; ૫૩. ૧૧. પ્રેરી; ૨૬; ૭. ૧૨. પ્રેરી; ૨૪; ૧૪. ૧૩. યોહા; ૫; ૩૯. ૧૪. યોહા; ૫: ૪૫-૪૭. ૧૫. યોહા; ૧; ૪૫.

ફીલીપ દોડીને રથની સંઘાતે થયો અને હુકમ મળવાથી રથમાં ચઢી બેઠો, ત્યારે ફીલીપે પુછ્યું કે તું જે વાંચે છે તે શું તું સમજી શકે છે? આ વખતે હબસી ખોજો યશાયાહ ભવિષ્યવાદીનું પુસ્તક વાંચતો હતો, તેમાં આવતી હલવાન સબંધીની વાત વિષે ખોજાએ ફીલીપને પુછ્યું કે ભવિષ્યવાદી કોણના વિષે એ લખે છે, ત્યારે ફીલીપે તેજ શાસ્ત્ર (યશાયાહ)થી માંડીને તેને ખ્રીસ્ત પ્રગટ કીધો. ૧૬

ઈમાસ જનારા બે માણસો ખ્રીસ્ત સબંધી વાતો કરતાં પોતાના મનમાં ઈસુ ઉદ્ધારનાર સબંધી સંદેહ રાખી કહેતા કે આપણે ધારતા હતા કે ઈસ્રાએલનો ઉદ્ધાર કરનાર નિશ્ચે એજ છે. પણ એને મરણ પામ્યા ને આજ ત્રીજો દિવસ થયો છે. પણ ઈસુ જે તેમની સાથે ચાલતો હતો તેણે તેઓને કહ્યું કે ઓ અણસમજુઓ તથા ભવિષ્યવાદીઓએ જે કહ્યું છે તે પર વિશ્વાસ કરવાને મંદ બુદ્ધિના આ વખતે ખ્રીસ્તે, મુસા ( નિયમશાસ્ત્ર)થી તથા ભવિષ્યવાદીઓથી માંડીને તેણે બધા ધર્મ લેખોમાંથી પોતા સબંધીની વાતોનો ખુલાસો કરી બતાવ્યો. ત્યારે તેઓનાં મન ઉલ્લાશી નહોતા થયાં શું? ૧૭

ઈસુ કહે છે નિયમશાસ્ત્ર અથવા ભવિષ્યવાદીઓની વાતોનો નાશ કરવા હું આવ્યો છું એમ ન ધારો નાશ કરવા તો નહિ પણ તેને પુર્ણ કરવા આવ્યો છું. કેમકે આકાશ તથા પૃથ્વી ટળી જાય ત્યાં સુધી સઘળાં પુરાં થયાં વિના નિયમશાસ્ત્રમાંથી એક કાનો અથવા માત્રા ટળી જશે નહી." ૧૮ ત્યારે આ વાતોથી સાફ જાહેર થાય છે કે નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓની વાતો ખ્રીસ્ત ઈસુ વિના પુર્ણ થતી નથી. તેથી "સઘળાં પુરાં થયા વિના" નિયમશાસ્ત્રમાંથી કાનો કે માત્રા જતાં નહી રહે, તેતો કેવળ ખ્રીસ્ત સબંધીની વાતો છે

---

૧૬, પ્રેરી; ૮. ૨૬–૩૫. ૧૭. લુક; ૨૪; ૧૩–૩૫. ૧૮. માત્થી; ૫; ૧૭.

કેમકે પ્રીસ્તે કહ્યું છે કે "હું તમને ખચીત કહુંછું કે, સઘળાં પુરાં થશે ત્યાં લગી આ પેઢી ટળી જશે નહી. આકાશ તથા પૃથ્વી ટળી જશે પણ મારી વાતો ટળી નહી જશે." ૧૯.

આ પ્રમાણે ઉપરની શાક્ષીથી આપણને સાફ જાહેર થાય છે કે નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓ મતલબ કે આખો જુનો કરાર પ્રભુ ઇસુ પ્રીસ્તની શાહેદી પુરે છે જેમાં આ ન્યાયીના આવવા વિષેના સમાચાર અગાઉથી આપવામાં આવ્યા. ૨૦

## પ્રભુ ઇસુ તથા નિયમશાસ્ત્ર.

આપણે વાંચી ગયા અને ખાત્રી થઇ કે સમય પુરો થયે પ્રીસ્ત ઇસુ આવ્યો અને તેનું આવવું "પોતાને નામે"૧ નહી પણ ધર્મ લેખો પ્રમાણે હતું. નિયમશાસ્ત્રે તથા ભવિષ્યવાદીએ તેના આવવા વિષેના સમાચાર આગળથી ૨ કહ્યા. તેથી તેની હરેક વાત "લેખ પુરા થવા માટે" ૩ હતી. અને થયું પણ એમજ. જેમ વાંચીએ છીએ કે પ્રીસ્ત સબંધીની બીનાઓ તેઓએ વેગળેથી જોઇ અને પ્રગટ પણ કરી તેથી તેના જીવનના બનાવો "લેખો પુરા થાય માટે" ૪ બનેલા છે હા, સર્વ ઉપરાંત, પાઉલે જે પ્રથમ માની લીધું તે તેણે આપણને સોંપી દીધું કે લેખો પ્રમાણે પ્રીસ્ત મરણ પામ્યો, લેખો પ્રમાણે તે દટાયો ને ત્રીજે દહાડે પાછો ઉઠયો. ૫ તેના જન્મથી મરણ સુધી હા ઉત્થાન સુધીની સઘળી વાત લેખ પ્રમાણે છે.

આપણે નિયમશાસ્ત્ર સબંધી વાંચીએ છીએ કે નિયમશાસ્ત્ર જે કંઇ કહે છે તેતો નિયમને આધીન જેઓ છે તેઓને કહે છે ૬ પણ આપણે તો જોઇએ છીએ કે નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓ

---

૧૯. લુક; ૨૧; ૩૧; ૩૨. ૨૦. પ્રેરી; ૭: ૫૨.

૧. યોહા; ૫; ૪૩. ૨. પ્રેરી; ૨૪: ૧૪; ૭; ૫૨.

૩. માત્થી ૨; ૫, ૧૫, ૧૭. યોહા; ૧૯; ૩૬—૩૭. ૫. ૧ કરી; ૧૫; ૩. ૬. રૂમી; ૩; ૧૯.

ખ્રીસ્તને કહે છે એમ નહિ પણ "ખ્રીસ્ત વિષે" કહે છે, એ શું આશ્ચર્યકારક નથી ?

આખા જુના કરારમાં "નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદી" આ બે મુખ્ય ભાગ છે. અને આ બંને શબ્દો ઘણીવાર જોડાયલા આપણા વાંચવામાં આવે છે. ૭ પણ આ નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓની વાતો તો "દેવ પહેલા ભવિષ્યવાદીઓને આશરે બાપદાદાઓની સાથે અનેકવારે તથા અનેક પ્રકારે બોલ્યો છે." ૮ પરંતુ તેઓમાં દર્શાવેલો પ્રભુ ઇસુ દેહમાં પ્રગટ થયો ૯ તે તો પરાત્પર દેવનો દીકરો છે. ૧૦ ત્યારે જો ભવિષ્યવાદીઓને આસરે દેવ બોલ્યો તો આ છેલ્લા દિવસોમાં દીકરાને આસરે આપણી સાથે બોલે નહી શું ? ભવિષ્યવાદીઓ પૃથ્વીપરના હતા, પ્રભુના આત્માની માર્ફતે દેવનાં વચન તેઓની પાસે આવ્યાં અને તેમણે તે પ્રગટ કર્યાં. પણ પ્રભુ ઇસુ તે તો "દેવનો શબ્દ" છે ૧૧ મુસા, પ્રભુની સાથે મ્હોએ મહો બોલ્યો પણ તેનું રૂપ જોયું નહિ ૧૨ પણ ઇસુ તેતો દેવનો એકાકીજનીત પુત્ર હોઇ બાપની ગોદમાં અઢેલેલો ૧૩ તેના શબ્દો, તેની વાણી, તેનો ઉપદેશ નિયમશાસ્ત્રથી કેટલી બધી ચઢીઆતી રીતે ઉતમ હોવો જોઇએ. નિયમશાસ્ત્ર મુસાએ પ્રગટ કર્યું છે, તો દીકરાની વાતો (નિયમને ઉલટી એમ નહી) પણ નિયમશાસ્ત્ર પર સતાધારી તરીકે હોવી જોઇએ.

ખ્રીસ્તનો બોધ પણ નિયમશાસ્ત્રની વાતોથી એ પ્રમાણે ચઢતો છે. જેની ખાત્રી નીચેની વાતોથી આપણને થઇ શકે છે.

માત્થી ૫ મા અધ્યાયમાં નિયમશાસ્ત્રમાંની કેટલીએક વાતો

---

૭. લુક; ૧૬; ૧૬ ૨૪; ૨૭; ૪૮. માત્થી ૫; ૧૭; ૭; ૧૨; ૨૨; ૪૦. પ્રેરી; ૨૬; ૨૨. ૮. હેબ્રી; ૧; ૨. ૯. ૧ તીમો; ૩; ૧૬. ૧૦. લુક; ૧; ૩૨. ૧૧, યોહા; ૧, ૧, ૧૪. ૧૨. નિર્ગ; ૧૯, ૧૯. ૧૩. યોહા, ૬; ૧૮.

વિષે ઇસુ જે શીખવે છે તેમાં કેવી ઉતમતા રહેલી છે જેમકેઃ--

હત્યા ન કર ને જે કોઇ હત્યા કરે તે અપરાધી ઠરાવવાના જોખમમાં આવશે એમ પુરાતન લોકને કહેલું હતું એ તમે સાંભળ્યું છે પણ હું તમને કહુંછું કે જે કોઈ પોતાના ભાઇ પર અમથો ક્રોધ કરે છે, તે અપરાધી ઠરાવવાના જોખમમાં આવ્યો. માત્થી ૫; ૨૧-૨૨

વ્યભિચાર ન કર એમ પુરાતન લોકને કહેલું હતું એ તમે સાંભળ્યું છે. પણ હું તમને કહુંછું કે, બાયડી ઉપર જે કોઈ ખોટી નજર કરે છે તેણે એટલામાં પોતાના મનમાં તેની જોડે વ્યભિચાર કર્યો છે. માત્થી ૫૭: ૨૧-૨૮.

વળી, તું જુઠા સમ ન ખા,...એમ પુરાતન લોકને કહેલું હતું એ તમે સાંભળ્યું છે. પણ હું તમને કહું છું કે કંઇજ સમ ન ખાઓ. આકાશના નહી, પૃથ્વીના નહી, યરૂશાલેમના નહી. અને તું તારા માથાના પણ સમ ન ખા, કેમકે તારાથી એક નીમાળો ધોળો અથવા કાળો નથી કરાતો. પણ તમારૂં બોલવું હાનુંહા, ને નાનું ના હોય, કેમકે એ કરતાં અધિક જે છે તે ભૂંડાથી છે. માત્થી ૬: ૩૩-૩૭.

આંખને બદલે આંખ, ને દાંતને બદલે દાંત એમ કહેલું હતું એ તમે સાંભળ્યું છે, પણ હું તમને કહુંછું કે જે ભુંડો તેની સામા ન થાઓ માત્થી ૫: ૩૮-૪૨.

તુ તારા પાડોશી પર પ્રીતિ કર ને તારા વેરી પર દ્વેષ કર, એમ કહેલું હતું, એ તમે સાંભળ્યું છે. પણ હું તમને કહુંછું કે, તમે તમારા વેરીઓ પર પ્રીતિ કરો......એ માટે કે તમે તમારા આકાશમાંના બાપના દિકરા થાઓ......તમારો આકાશમાંનો બાપ જેવો પૂર્ણ છે તેવા તમે પૂર્ણ થાઓ" માત્થી ૫: ૪૩-૪૮.

વળી નિયમશાસ્ત્રમાંની કોઇ કોઇ વાતો તમારા હૃદયની કઠણ-

તાને લીધે મુસાએ તમને કહેલી હતી પણ આરંભથી એવું ન હતું ૧૪.

એ ઉપરાંત વારંવાર પ્રભુ ઇસુને પોતાના બોધ તથા ઉપદેશમાં "હું તમને કહુંછું ૧૫" "હું તમને ખચીત ખચીત કહુંછું ૧૬" એ પ્રમાણે બોલતાં સાંભળીએ છીએ. એવી ઘણી ઘણી વાતો શાસ્ત્રી તથા ફરોષીઓએ ઇસુના મ્હોથી સાંભળી હતી, અને તેમને યાદ પણ રહી હશે.

તેથી સ્તેફન ઉપર આરોપ મુકતાં શાસ્ત્રી તથા ફરોશી બોલ્યા હશે કે "એ માણુસ કહેતો હતો કે મુસાએ જે ઉપદેશ તથા રીતીઓ આપણને આપ્યાં છે, તેને ઇસુ બદલશે. ૧૭.

તેમજ વળી ઇસુ, નિયમચુસ્ત ફરોષીઓની પેઠે નિયમશાસ્ત્રને માટે "આપણું નિયમશાસ્ત્ર" ૧૮ એવું બોલતો નથી. પણ "તમારા નિયમશાસ્ત્રમાં," "તેઓના" અથવા "મુસાના" એવા શબ્દો વાપરેછે. જેમકે:—

શું મુસાએ તમને નિયમશાસ્ત્ર આપ્યું નહી? ૧૯ "તમને" એમાં "પોતાને માટે નિયમશાસ્ત્ર" બતાવ્યું નથી.

તમારા નિયમશાસ્ત્રમાં લખ્યું છે કે બે માણુસની સાહેદો ખરી છે. ૨૦.

"શું તમારા નિયમશાસ્ત્રમાં લખ્યું નથી." ૨૧.

પણ તેઓના શાસ્ત્રમાં જે વાત લખી છે કે તે "તેઓએ કારણ વગર મારો દ્વેષ કીધો" તે પુરી થવા સારૂ એમ થયું. ૨૨.

આ ઉપરની કલમોથી નિયમશાસ્ત્ર તથા ઇસુ એ બેમાં કેવો મોટો ભેદ સમાએલો છે! નિયમશાસ્ત્રની વાતો તો જે નિયમશાસ્ત્રને

---

૧૪. માત્થી; ૧૯; ૮. ૧૫. માત્થી, ૫; ૨૭, ૨૮, ૩૨, ૩૪, ૩૯, ૪૪. ૧૬. યોહા; ૧૦; ૧, ૭. ૧૭. પ્રેરી; ૬; ૧૪. ૧૮. યોહા; ૭; ૫૧. ૧૯. યોહા; ૭; ૧૯. ૨૦. યોહા; ૮; ૧૭. ૨૧. યોહા; ૧૦; ૩૪. ૨૨. યોહા; ૧૫; ૨૫.

આધીન છે તેઓને કહેવામાં આવે છે. પણ ઈસુ નિયમશાસ્ત્રને પોતાને માટે એમ નહી પણ "તમારે સારૂં" એવું બતાવી નિયમશાસ્ત્ર કરતાં ઉતમ તથા ચઢતી વાતો શિખવે છે. તો "લોકો ઇસુના ઉપદેશથી અચરત થાય" એમાં શી નવાઈ! કેમકે શાસ્ત્રીઓની પેઠે નહી, પણ જેને અધિકાર હોય છે તેની પેઠે તે તેઓને ઉપદેશ કરતો. ૨૩. એમાં આપણા પ્રભુની કેવી મોટાઈ પ્રગટ થાય છે!

## ખરૂં પરમપવિત્રસ્થાન તથા ઈસુ.

આપણે આગળ વાંચી ગયા કે નિયમશાસ્ત્રમાંનું પરમપવિત્રસ્થાન એક છાયા, પ્રતિમા કે ઓળો ૧ છે. પણ જે વસ્તુની પ્રતીમા કે છાયા પડે તેજ ખરૂં પરમપવિત્રસ્થાન છે.

એક ગૃહસ્થ માણસે લગભગ ૬૦ રૂ. માં આરસપહાણનો બનાવેલો તાજમહેલ લીધો. જેની લંબાઇ તથા ચોડાઇ અમુક...... ઇંચ હતી. તે ગૃહસ્થ એક શિક્ષક હોવાથી પોતાના હાથ નિચે શિખતા વિદ્યાર્થીઓને તે લીધેલો તાજમહેલ, આગ્રાના તાજમહેલ-(ના નમુના) તરીકે બતાવ્યો. આ નમુનો જોવાથી વિદ્યાર્થીઓને ખરા તાજમહેલનો કંઇક ભાસ થયો. તે વિદ્યાર્થીઓમાંનો એક મુશાફરી કરતાં આગ્રા શહેરમાં ગયો. અને જે તાજમહેલનો નમુનો પોતાના શિક્ષકે બતાવ્યો હતો. તે નમુનાને બદલે ખરા તાજમહેલને જોવાનો પ્રસંગ તેને મળ્યો. શિક્ષકે જે નમુનો બતાવ્યો હતો તે કરતાં આ ખરા તથા સંપુર્ણ તાજમહેલને જોવાથી, તેનું મન ઘણુંજ આશ્ચર્યથી ભરાઇ ગયું. તેની સુંદરતા તથા કારીગરી જોઇને બોલી ઉઠયો, કે ક્યાં મારા શિક્ષકની મેજપર મુકેલો તાજ અને ક્યાં શાહ-

---

૨૩. માત્થી; ૭; ૨૯. ૧. હેબ્રી; ૮; ૫.

જહાંનો બનાવેલો ખરો તાજમહેલ ? ક્યાં નમુનાવાળો તાજમહેલ અને ક્યાં મોટો તથા સંપુર્ણ તાજમહેલ !

એમજ નિયમશાસ્ત્રમાંના મુલાકાત મંડપમાંનું પરમપવિત્રસ્થાન એક નમુનો કે જે અમુક લંબાઈ, ઉંચાઈ તથા ચોડાઇમાં બનાવેલો હતો પણ ખરી પ્રતિમા ૨ નથી. ખરૂં પરમપવિત્રસ્થાન ૩ તેતો સ્વર્ગ, પ્રભુના ગૌરવી રહેઠાણનું ધામ છે. અને આ નિયમશાસ્ત્રમાંના પરમપવિત્રસ્થાનથી તેનો કંઇક ભાસ થાય છે. તે એ કે:—

પ્રભુ પવિત્ર છે. તમે પાપીછો. પ્રભુ તથા માણસની વચ્ચે પડદો છે. અને જ્યાં સુધી ખરો પ્રમુખ્યયાજક તમારે સારૂ પ્રાયશ્ચિત કરે નહી, ત્યાં સુધી મનુષ્યને પ્રભુની હજુરમાં જવાનો માર્ગ હજી ઉઘડ્યો નથી. ૪

આ નમુનો કે છાયામાંના, હા નિયમશાસ્ત્રમાંનાં યજ્ઞપશુ તથા પ્રમુખ્ય યાજક જ્યાં સુધી છે ત્યાં સુધી પરમપવિત્રસ્થાનમાં પેસવાનો માર્ગ બંધ છે. કેમકે પશુઓનું લોહી પાપો કાઢવાને કદી સમર્થ નથી. ૫ તેથી જ્યારે, ઉપરના કે ખરા પરમપવિત્રસ્થાનનું હલવાન તથા ત્યાંનોજ પ્રમુખ્ય યાજક સઘળાને સારૂ પ્રાયશ્ચિત કરે ત્યાં સુધી કોઈ માણુસ અથવા મરણ પામેલા ન્યાયીઓના આત્મા ૬ મહિમા-વાન પ્રભુની સન્મુખ તેના ગૌરવી રહેઠાણમાં પ્રવેશ કરી શકે નહી.

એ કારણથીજ ખરેખર, આપણો કરૂણાળુ પ્રભુ ઇસુ ઉપરના પરમપવિત્રસ્થાનથી આ શ્રાપિત પૃથ્વીને છોડાવવા તથા બંદીવાનોને૭ મોકળા કરી પરમાનંદમાં ગૌરવની સન્મુખ ૮ લઈ જવા પ્રગટ થયો. આ તેની કૃપા તથા માણુસ જાતને સારૂ તેના આશ્ચર્યનાં કૃત્યો

---

૨. હેબ્રી; ૧૦; ૧. ૩. હેબ્રી; ૧૦; ૧૯. ૪. હેબ્રી; ૯; ૮. ૫. હેબ્રી; ૧૦; ૪. ૬. હેબ્રી; ૧૨; ૨૩. ૭. એફે; ૪; ૮. ૮. યહુ; ૨૪.

ધ્યાનમાં રાખી માણસો યહોવાહની સ્તુતિ કરે તો કેવું સારૂં! ૯ કેમકે જેથી આપણું તારણ થાય એવું બીજું કોઇ નામ (ઇસુખ્રીસ્ત શીવાય) આકાશ તળે માણસોમાં આપેલું નથી. ૧૦

એક ગૃહસ્થે પોતાના રહેવાના મકાનની છબી દુર વસ્તા મિત્ર ઉપર મોકલી. આ છબી પરથી પોતાના મિત્રનું ઘર કેવું છે તેનો ખ્યાલ આ વિજોગી મિત્રને થયો. પણ શું તેને પોતાના મિત્રને ત્યાં જવું હોય તો તેના મકાનની છબી બસ છે? ના. કેમકે જ્યાં તેનો મિત્ર છે તે જગ્યા ઘણી દુર છે. પણ જ્યારે તે જશે ત્યારે જેપરથી છબી મોકલેલી એવા ખરા ઠેકાણામાં પોતાના મિત્રના ઘરમાં રહેશે. એમજ દુનિયા ઉપરનો મંડપ તથા તેમાંનું પરમપવિત્રસ્થાન તે ખરા ઠેકાણાની પ્રતિમા નહોતી શું! મુલાકાત મંડપને બદલે જ્યારે "દેવનું મંદિર" ૧૧ કે "આપનું ઘર" ૧૨ બાધવામાં આવ્યું ત્યારે સુલેમાને આ પ્રાર્થના કરી કે શું દેવ પૃથ્વીપર વસસે! જો, આકાશોના આકાશમાં તો તારો સમાવેશ થઇ શકતો નથી તો આ મારા બાંધેલા ઘરમાં થવો કેટલો વિશેષ અશક્ય છે! ૧૩ તો, હવે આપણે માનો કે જે ઉંચો તથા બુલંદ, જે સનાતન કાળવાસી, જેનું નામ પવિત્ર, તે એવું કહે છે, હું ઉંચસ્થાને તથા પવિત્રસ્થાને રહું છું" ૧૪ અને એજ તેનું ખરૂં ઠેકાણું અથવા ઉપરનું પરમપવિત્રસ્થાન છે. હવે જગતના મહાન તારનાર કે પ્રમુખ્ય યાજકનું સઘળું કામ આ ઉપરના પરમપવિત્રસ્થાન સાથે સબંધ ધરાવે છે.

આપણે પ્રભુ ઇસુખ્રીસ્ત વિષે શું વાંચીએ છીએઃ—

ઇસુ કહે છે " તમે નિચેના છો હું ઉપરથી છું " ૧૫

---

૯. ગીત; ૧૦૭; ૮. ૧૦. પ્રેરી; ૪; ૧૨. ૧૧; ગીત; ૨૭; ૪. ૧૨. યોહા; ૨; ૧૬; માર્ક; ૧૧; ૧૭. ૧૩. ૧રા; ૮; ૨૭. ૧૪. યશા; ૫૭; ૧૫. ૧૫. યોહા; ૩; ૩૧; ૮; ૨૩.

ઇસુએ નિકોદીમસ સાથે વાત કરતાં જણાવ્યું કે મેં તમને પૃથ્વીપરની વાતો કહી અને તમે વિશ્વાસ કરતા નથી, તો હું તમને આકાશમાંની વાતો કહું તો તમે કેમ વિશ્વાસ કરશો? જે આકાશમાંથી ઉતરેલો માણુસનો દીકરો જે આકાશમાં છે તે વિના આકાશમાં કોઈ નથી ચઢ્યું" ૧૬

એ સીવાય "આકાશથી ઉતર્યો છું" ૧૭ આકાશથી ઉતરેલી રોટલી હું છું" ૧૮ "ખોવાએલું શોધવા તથા તારવા સારૂ માણુસનો દિકરો આવ્યો છે" ૧૯ "માણુસનો દીકરો ઘણાઓની ખંડણીને સારૂ જીવ આપવાને આવ્યો છે" ૨૦ આ વચનોથી શું આપણુને પ્રગટ થતુ નથી કે આપણો પ્રભુ "આકાશથી પ્રભુ છે" ૨૧ વળી પ્રાર્થના કરતાં તેણે કહ્યું કે હે બાપ, જગત થયા અગાઉ તારી સાથે જે મહિમા હું ભોગવતો હતો" ૨૨ "હું તારી પાસેથી નિકળીને આવ્યો છું" ૨૩ "તેં મને જગતમાં મોકલ્યો" ૨૪ ઇત્યાદિ વાતોથી જાહેર થતું નથી કે પ્રભુ ઇસુ તે તો ઉપરના ખરા ઠેકાણામાંથી કે પરમપવિત્રસ્થાનમાંથી આવેલો છે!

ઇસુએ પોતાના મરણ અગાઉ, દુષ્મનોને જણાવ્યું કે જ્યાં હું જાઉંછું ત્યાં તમે આવી શકતા નથી, ત્યારે સાંભળનારા વિચાર કરવા લાગ્યા કે શું તે મરી જશે? ૨૫ પણ તેમને માલુમ નહોતુ કે તે ઉપરના પરમપવિત્રસ્થાનનો છે અને ત્યાં ફરી જશે. ૨૬

આ વાતો પ્રભુ ઈસુએ બહુ ઉઘાડી રીતે કહેલી છે. કેમકે મંદીરમાં તેણે ઘાંટો પાડીને કહ્યું હતુ કે "હું તેની પાસેથી નિકળીને

---

૧૬. યોહા; ૩; ૧૨-૧૩. ૧૭. યોહા; ૧૦; ૧૩. ૧૮. યોહા; ૬; ૩૨. ૧૯. લુક; ૧૯; ૧૦. ૨૦. માત્થી; ૨૦; ૨૮. ૨૧. ૧ કરી; ૧૫; ૪૭. ૨૨. યોહા; ૧૭; ૫. ૨૩. યોહા; ૧૭; ૨૫. ૨૪. યોહા; ૧૭; ૮. ૨૫. યોહા; ૮; ૨૧—૨૨. ૨૬. યોહા; ૧૬; ૨૮.

આવ્યો છું ને તેણે મને મોકલ્યો છે" ૨૭ તેમજ "હું દેવ પાસેથી નિકળીને આવ્યો છું, કેમકે હું પોતાથી નથી આવ્યો પણ તેણે મને મોકલ્યો છે" ૨૮

"તેણે મને મોકલ્યો છે" આ શબ્દો એકલી યોહાનની સુવાર્ત્તામાં લગભગ ૪૨ વખત આવે છે.

થોમાએ જ્યારે પ્રભુ ઈસુને વિનંતી કરી કે પ્રભુ, અમને બાપ દેખાડ એટલે અમારે બસ છે. ત્યારે ખ્રીસ્તે સાફ જણાવ્યું કે જેણે મને દીઠો છે તેણે બાપને દીઠો છે. ૨૯ કેમકે એકાકિજનિત પુત્ર જે બાપની ગોદમાં હતો તેણે તેને પ્રગટ કીધો છે. ૩૦ વળી "મારૂં જવું તમને ગુણકારી છે" હું તમારે કાજે જગ્યા તૈયાર કરીશ" ૩૧ એ સર્વ ઉપરાંત "સંબોધક એટલે સત્યનો આત્મા જે બાપની પાસેથી નિકળે છે, તેને હું બાપની પાસેથી તમારી પાસે મોકલી દઇશ; તે જ્યારે આવશે, ત્યારે મારા સંબંધી શાહેદી આપશે" ૩૨

હવે, આ અને એના જેવી બીજી ઘણી ઘણી વાતો જે શાસ્ત્રમાં લખેલી છે. તે સર્વ પરથી પ્રગટ થાય છે કે ખ્રીસ્ત ઇસુ ઉપરના પરમ પવિત્રસ્થાનમાં હતો ને ત્યાંથી "પાપીઓને તારવા સારૂ જગતમાં આવ્યો" ૩૩ જા, એમજ છે તો હે વહાલા વાંચક, તારા સઘળા બળથી વાંકો વળ, વાંકો વળ અને દેવપુત્ર, તારનારને ચુંબન કર ૩૪ (૨) અને કહે "મારા પ્રભુ ને મારા દેવ" ૩૫ કે જેણે આપણે સારૂ દેવના રૂપમાં છતાં દેવને સમાન હોવું એ પકડી રાખવા ચાહ્યું નહિ પણ... દાસનું રૂપ લઇને એટલે માણુસોની પ્રતિમામાં થઇને માણુસના સરખા આકારમાં પ્રગટ થયો. ૩૬

---

૨૭. યોહા; ૭; ૨૯. ૨૮. યોહા; ૮; ૪૨. ૨૯. યોહા; ૧૪; ૮—૯. ૩૦. યોહા; ૧; ૧૮. ૩૧. યોહા; ૧૪; ૩. ૩૨. યોહા; ૧૪; ૧૬;૨૫. ૩૩. ૧ તીમો ૧; ૧૫. ૩૪. ગીત; ૨; ૧૨. ૩૫. યોહા; ૨૦; ૨૮. ૩૬. ફીલી; ૨; ૬—૮.

## પ્રમુખ્ય યાજક મેલખીશેદેક અને ઇસુ.

"એ માટે, ઓ પવિત્ર ભાઇઓ, આકાશી તેડું પામેલા, આપણે જે સ્વીકારેલું તેના પ્રેરિત તથા પ્રમુખ્ય યાજક ઇસુનું ધ્યાન તમે કરો ૧"

નિયમશાસ્ત્ર પ્રમાણે જે યાજકો તે લેવીકુળના ૨ હતા. તેમને મિસર દેશમાં પ્રથમ જનિતોના બદલામાં ૩ પ્રભુએ પસંદ કર્યા હતા. આ લેવીકુળના યાજકો નિમાયા પહેલાં એક પ્રમુખ્ય યાજક હતો. જેનું નામ મેલખીસેદેક હતું. ઈબ્રાહીમ જ્યારે રાજાઓને હરાવી લુતનો છુટકો કરી પાછો આવતો હતો ત્યારે મેલખીશેદેક તેને સામો મળ્યો. અને ઇબ્રાહીમે તેને દશમો ભાગ આપ્યો, ૪ આ વખતે લેવી (યાજક) પોતાના બાપની કમરમાં હોવાથી તેણે પણ દશમો ભાગ આપ્યો એમ કહી શકાય. આ પ્રસંગે મેલખીશેદેકે ઈબ્રાહીમને આશિર્વાદ દીધો. ૫.

હવે આ વાતમાં તો કંઇ વાંધો નથી કે નાનો, મોટાથી આશિર્વાદ પામે છે. ૬ તો જ્યારે મેલખીશેદેકે ઇબ્રાહીને આશિર્વાદ દીધો ત્યારે દાનાર્પણ કરનાર યાજકો પણ ઈબ્રાહીમની કમરમાં હોવાથી તેઓ પણ આશીર્વાદ પામ્યા. તો હવે મોટું કોણ? લેવી કુળના યાજક કે મેલખીશેદેક? આપણે કહીશું કે મેલખીશેદેક. કેમકે નિયમશાસ્ત્રની સેવા કરનાર યાજકો લેવીકુળના અને ઈબ્રાહીમના સંતાનછે. પરંતુ મેલખી-શેદેક નિયમશાસ્ત્ર પ્રગટ થયા પહેલાં, હા, ઈબ્રાહીમની પહેલાંનો પ્રમુખ્ય યાજક છે. જેના વિષે લખ્યું છે કે આ મેલખીશેદેક વિષે ખરો અર્થ

---

૧. હેબ્રી; ૩; ૧. ૨. હેબ્રી; ૭; ૫. ૩. ગણ; ૩; ૧૧; ૮;૧૬. ૪. ઉ;૫; ૧૪; ૧૬–૨૦. ૫. હેબ્રી; ૭; ૬. ૬. હેબ્રી; ૭; ૭.

સમજાવવો બહુ મુસ્કેલ છે. ૭ ખરો પરંતુ સાંભળનારા મંદ હોવાથી તેનાં ટુંકા વૃત્તાંતમાં એટલુંજ બતાવ્યું છે કે તે સાલેમનો રાજા ને પરાત્પર દેવનો યાજક......(તે [નામનો] પહેલો અર્થ તો આપણો ન્યાયીપણાનો રાજા ને પછી સાલેમનો રાજા એટલે શાંતીનો રાજાછે, તે બાપ વગરનો, મા વગરનો, વંશાવળી વગરનો છે. તેના દહાડાનો આરંભ તથા આયુષ્યનો અંત નથી પણ દેવના પુત્ર જેવો છે) તે સદા યાજક રહે છે. ૮

હવે ભવિષ્ય એવું હતું કે "મેલખીશેદેકના ધારા પ્રમાણે તું સદા યાજક છે. ૯ તો ભવિષ્ય મુજબ મેલખીસેદેકના ધારા પ્રમાણેનો કોઈ પ્રમુખ્ય યાજક થવો જોઈએ. ૧૦ તે એકલો ઇસુ છે. જે નિચેની વાતો પરથી માલૂમ પડે છે;—

ઇબ્રાહીમ પહેલાં મેલખીશેદેક છે. તેમજ પ્રભુ ઇસુએ કહ્યું છે કે તમારો બાપ ઇબ્રાહીમ મારો દહાડો જોવા હર્ખાયો..." ઇબ્રાહીમ પહેલાં હુંછું." ૧૧.

મેલખીશેદેક, બાપ વિનાનો, હા, દેવના પુત્ર જેવો હતો, તેમજ ખ્રીસ્ત ઇસુ વિષે પણ લખ્યું છે તે "પરાત્પર દેવનો દિકરો કહેવાશે" ૧૨ બાપે તેના વિષે આકાશવાણી કહી કે અમારો વહાલો પુત્ર છે." ૧૩ અશુદ્ધ આત્માઓ પણ તેને વેગળેથી જોઇને તેના વિષે સાક્ષી પુરતાં પોકારતા કે અરે પરાત્પર દેવના પુત્ર ઇશુ તારે ને અમારે શું છે? ૧૪

જેમ મેલખીશેદેકના દહાડાનો આરંભ ને આયુષ્યનો અંત નથી,

---

૭. હેબ્રી; ૫; ૧૧. ૮. હેબ્રી; ૭; ૧–૩. ૯–૧૦. હેબ્રી: ૭; ૧૭. ૧૧. યોહા; ૮; ૫૮. ૧૨. લુક, ૧; ૩૫. ૧૩. માત્થી; ૩; ૧૭. ૧૪. માર્ક ૫; ૭.

તેમજ ખ્રીસ્ત સબંધી પણ લખ્યું છે કે તે ગઇકાલે તથા આજે તથા સદાકાળ એવોને એવોજ છે. ૧૫ તેમજ ખ્રીસ્ત પોતા વિષે કહે છે કે હું આલફા તથા ઓમેગા, આદિ તથા અંતછું." ૧૬ આ કારણથી બંનેનું યાજકપદ તે "સદા" કે અવિકારી છે. ૧૭

મેલખીશેદેકનું યાજકપદ લેવીકુળના યાજકપદમાંથી નથી તેમજ આપણો પ્રભુ પણ યહુદાહના કુળમાંથી નિકળ્યો. કે જે કુળના યાજકપણા સંબંધી મુસાએ કંઇ કહ્યું નથી. ૧૮

બન્નેનાં અર્પણો પણ લગભગ મળતાં છે. જ્યારે મેલ્ખીશેદેક ઇબ્રાહીમને મળ્યો ત્યારે રોટલી તથા દ્રાક્ષરસનું અર્પણ લાવ્યો. ૧૯ તેમજ આપણો પ્રભુ પણ જે રાતમાં પરસ્વાધીન થવાનો હતો તેમાં તેણે રોટલી લીધી. ને સ્તુતિ કરીને ભાંજીને કહ્યું કે લો ખાઓ, એ મારૂ શરીર છે, તેમજ (દ્રાક્ષરસનો) વાટકો પણ લઇને કહ્યું, કે આ મારા નવા કરારનું રકત છે. તમે સહુ એમાંનું પીઓ. ૨૦.

આ પ્રમાણે પ્રભુ ઇસુ, મેલ્ખીશેદેકના ધારા પ્રમાણેનો પ્રમુખ્ય યાજક હોવાથી નિયમશાસ્ત્રના પ્રમુખ્ય યાજકો કરતાં અતિઘણો મોટો છે. કેમકે જેમ ઠેકાણું મોટું તેમજ યાજક પણ મોટો હોવોજ જોઈએ.

## પ્રમુખ્ય યાજક તથા હલવાન.

ખ્રીસ્ત ઇસુ જે નિષ્કલંક તથા નિર્દોષ હલવાન જેવો છે તે તો જગતના મંડાણ પહેલાં ઠરાવેલો હતો ખરો પણ તમારે સારૂ આ છેલ્લા કાળમાં પ્રગટ થયો. ૧.

---

૧૫. હેબ્રી; ૧૩; ૮. ૧૬. પ્રક. ૧; ૮, ૧૭. ૧૭. હેબ્રી; ૭; ૨૪. ૧૮. હેબ્રી; ૭; ૧૫. ૧૯. ઉત્પ; ૧૪; ૧૮. ૨૦. માત્થી; ૨૬; ૨૬–૨૯. ૧. ૧ પીત; ૧; ૧૯—૨૦.

હરેક પ્રમુખ્ય યાજક દાનો તથા યજ્ઞો કરવાને ઠરાવેલો છે. પહેલાં પોતાના પાપને સારૂ અને પછી લોકોનાં પાપને સારૂ પ્રાયશ્ચિત કરવાને બકરા તથા વાછરડાનું લોહી લઈને, પરમપવિત્રસ્થાનમાં હરવર્ષ એકવાર જતો. ૧.

હવે જો છાયા એવી પડેલી છે. તો અસલ તથા ખરા ઠેકાણા માટે એમજ હોવું જોઇએ. જો ખ્રીસ્ત, આ પૃથ્વી પરનો હોત તો યાજક થઇ શકે નહી કેમકે યહુદાહથી આપણો પ્રભુ નિકળ્યો. એટલું જ નહી પણ દાનાર્પણ કરનારા યાજકો તો છેજ કે જેઓ આકાશમાંની વસ્તુઓની ઉપમા તથા પ્રતિછાયાની સેવા કરે છે. ૨. પણ ખ્રીસ્ત ઇસુ પ્રતિછાયાની સેવા કરનાર તો નહી પણ ખરો તથા સર્વકાળીક માંડવો જે માણુસોએ નહી પણ પ્રભુએ ઉભો કીધેલો તેનો સેવક તે છે. ૩.

છાયાવાળા પ્રમુખ્ય યાજકની માફક પહેલાં તેને પોતાના પાપને સારૂ અર્પણ લઇ જવાની કંઇ જરૂર નથી. ૪ કેમકે ઇસુ “પવિત્ર, નિર્દોષ, તથા નિષ્કલંક તથા પાપીઓથી પુરો અલગ છે” ૫ નિયમશાસ્ત્ર નબળાઈએ ભરેલા માણુસને પ્રમુખ્ય યાજક ઠરાવે છે ૬ તેવો નથી. પણ નિયમશાસ્ત્ર પછી જે સમની વાત છે તે તો સદા “સદા સંપૂર્ણ કરેલા પુત્રને ઠરાવે છે.” ૭ ત્યારે આવા પ્રમુખ્ય યાજક ઇસુને પોતાના પાપનું અર્પણ ચઢાવવાની અગત્ય શાની હોય! શું ખ્રીસ્તે પોતાના વિરોધીઓને નહોતુ કહ્યું કે “તમારામાંથી કોણ મારાપર પાપ સાબીત કરે છે?” ૮.

---

૨. હેબ્રી, ૮; ૫. ૩. હેબ્રી; ૯; ૧૧. ૪. હેબ્રી; ૭; ૨૭. ૫. હેબ્રી; ૭; ૨૬. ૬. હેબ્રી; ૭; ૨૮. ૭. હેબ્રી; ૭; ૨૮. ૮. યેહા; ૮; ૪૬.

ક્ણુસલા તોડવાની બાબતમાં ૯ તથા હાથ સુકાએલાની બાબાતમાં ૧૦ તેને લોકો અપરાધી ઠરાવવા ગયા, પણ જે વ્યાજબી તથા યથાર્થ છે તે જણાવવાથી તેઓ મુંગા રહ્યા.

દાણી તથા પાપીઓની સાથેના વ્યવહારમાં પણ તેઓ ઇસુને અપરાધી ઠરાવવા ગયા પણ તેણે બતાવ્યું કે "માંદાઓને વૈદની અગત્ય છે." ૧૧.

તેમજ પાપોની માફી આપવાના સબંધમાં પણ ઇસુને યહુદીઓ અપરાધી ઠરાવવા ગયા પરંતુ તેણે સાબીત કરી આપ્યું, કે પાપની માફી આપવી તેમજ પક્ષઘાતીને ચાલતો કરવો એ બંન્ને દેવનાંજ કામ છે. હું પ્રભુ તરીકે માફી આપી શકું છું. એ તમે જાણો માટે પક્ષઘાતીને ચાલતો કરૂંછું. આથી દુષ્મનો અચરત થયા ને બીજાઓએ દેવને મહિમા આપ્યો. ૧૨.

ભુત કાઢવાના સબંધમાં પણ ઇસુને કહેવામાં આવ્યું કે ભૂતોના સરદાર બઆલ ઝબુલની મદદથી તું ભૂતો કાઢે છે. પણ ખ્રીસ્તે કહ્યું કે તમારા દિકરા કોણની મદદ કાઢે છે ? તેઓ તમારા ન્યાયાધીશ થશે. ૧૩.

જ્યારે ઇસુને પકડવા ભાલદારો મોકલવામાં આવ્યા ત્યારે તેની વાત સાંભળવાથી અજાયબ થઇ તેઓએ પાછા જઇને જણાવ્યું કે "તેના જેવું કદી કોઇ બોલ્યું નથી." ૧૪.

અરે! તેને વધસ્તંભ પર જડવાનો જેને અધીકાર હતો ૧૫ એવા અધિકારી પિલાતે પણ બધા લોકોની આગળ કહ્યું કે "મને

---

૯. માત્થી; ૧૨; ૧–૬. ૧૦. માત્થી; ૧૨; ૧૦. ૧૧. માર્ક;૨, ૧૩–૧૭. ૧૨. માત્થી;૨૯; ૧–૮. ૧૩. લુક ૧૧; ૧૯. ૧૪. યોહા; ૭; ૪૬. ૧૫. યોહા; ૧૯ ૧૦.

એનામાં કંઈ અપરાધ જડતો નથી" ૧૬ તેની સ્ત્રીએ પણ સ્વપ્નની ચેતવણીથી પિલાતને કહ્યું કે "એ ન્યાયીને કંઇ કરતો ના" ૧૭ છતાં તેણે યહુદીઓને રાજી કરવા સારૂ તેને સોંપ્યો પણ પોતાનું મન મારતું હોવાથી પાણી મંગાવ્યું ને બધા લોકોને દેખતાં હાથ ધોઇને કહ્યું કે "એ ન્યાયીના લોહી સબંધી હું નિર્દોષછું" ૧૮.

એ ઉપરાંત તેને પરસ્વાધીન કરનાર વિનાશના દિકરાને તો જુઓ! "નિર્દોષ લોહી મેં પરસ્વાધીન કર્યું છે" એવું બોલતાં બોલતાં તે કેવો રૂપિઆ ફેંકી દે છે? ૯ ઇસુના નિર્દોષપણાની તેને કેટલી બધી લાગણી થઇ કે આખરે તે ઉંધો પડીને ફાટી ગયો ને તેનાં આંતરડાં નિકળી પડયાં ૨૦ ને તે પરસ્વાધીન કરનાર પોતાને ઠેકાણે ગયો? ૨૧ અરે! આવા વિનાશના દીકરાને પણ ઇસુ નિર્દોષ છે એવું માલુમ પડયું, ત્યારે વિચારી જુઓ કે તેની જીંદગી કેવી પવિત્ર હતી? આવા નિષ્પાપી તારનારને પોતાના પાપોને સારૂ અર્પણ કરવાની જરૂર ક્યાંથી હોય? તેને કેવળ લોકોનાં પાપનું પ્રાયશ્ચિત કરવાનીજ જરૂર હતી. ૨૨.

## હલવાન.

હવે જેમ પરમપવિત્રસ્થાન બીજું તથા મોટું અને તેનો પ્રમુખ્ય યાજક પણ બીજો અને મોટો ત્યારે હલવાન પણ બીજું જોઇએ. નિયમશાસ્ત્રમાંના પ્રમુખ્ય યાજકો બકરા તથા વાછરડાનું અર્પણ ચઢાવતા પણ આ યજ્ઞો અને તેમનું લોહી પાપો કાઢવાને કદી સમર્થ નથી. ૧ પણ આ મોટા તથા ખરા ઠેકાણા માટે બીજા પ્રમુખ્ય

---

૧૬. લુક; ૨૩; ૧૪; ૨૨. ૧૭. માત્થી; ૨૭; ૧૯.
૧૮. માત્થી; ૨૭; ૨૪. ૧૯. માત્થી; ૨૭; ૫. ૨૦. પ્રેરી ૧; ૮.
૨૧. પ્રેરી; ૧; ૨૫. ૨૨. યોહા; ૧૧; ૫૦ માત્થી; ૨૦; ૨૮; ૨૬; ૨૮.
૧. હેબ્રી; ૧૦; ૪.

યાજક પાસે એવું હલવાન જોઈએ કે તે પાપો કાઢવાને તથા નિર્જીવ કામોથી શુદ્ધ કરવાને શક્તિવાન હોય. ૨.

ત્યારે આવું સંપુર્ણ તથા સર્વોતમ હલવાન તે કયું હશે ? જેના વિષે યોહાને શાહેદી આપી કે "જૂઓ દેવનું હલવાન"૩ તે તો આપણો પ્રભુ પોતેજ છે કેમકે જગતમાં આવતાંજ તે કહે છે કે "તેં દાનો તથા યજ્ઞો ચાહ્યાં નહિ તેથી મેં તારે સારૂં શરીર સીદ્ધ કીધું છે" ૪ હા, ઉપરના પરમપવિત્રસ્થાનને સારૂ જેમ પ્રમુખ્ય યાજક થયો છે તેમજ હલવાન પણ અનાદિકાળથી છે.૫ દેવ બાપનું તૈયાર કરેલું, જે આખા જગતને સારૂ, તેતો આપણો પ્રભુ ઈસુ પોતે છે.

કાંડાકી રાણીનો મોટો અમલદાર યશાયાહ ભવિષ્યવાદીના પુસ્તકમાં એવું લખેલું વાંચતો હતો કે, ઘેટાંની પેઠે મારી નંખાવાને તે લઇ જવાયો, ને જેમ હલવાન પોતાના કાતરનાર આગળ અણુબોલ્યું રહે છે તેમ તેણે પોતાનું મ્હો ઉઘાડયું નહિ; તેની દિનાવસ્થામાં તેનો ન્યાય ડુબી ગયો, ને તેનો જીવ પણ પૃથ્વી પરથી કહાડયો, માટે તેની પેઢીનું વર્ણન કોણ કહી દેખાડશે" જ્યારે ખોજાએ ફીલીપને પુછયું કે ભવિષ્યવાદી કોણ વિષે એ કહે છે! પોતા વિષે ! અથવા કોઈ બીજા વિષે! ત્યારે ફીલીપે પોતાનું મહો ઉઘાડીને તેજ શાસ્ત્રથી માંડીને તેને ઇસુ પ્રગટ કીધો. ૬

પ્રાયશ્ચિત કરવા માટે જે હલવાન કપાતું હતું, તેના માથા પર

૨. હેબ્રી ૯, ૧૪. ૩. યોહા; ૧; ૨૯. ૪. હેબ્રી; ૧૦; ૫; ૫. ૧ પીત; ૧; ૨૦ પ્રક; ૧૩; ૮. ૬. પ્રેરી; ૮; ૩૫.

પાપ મુકવામાં આવતાં હતાં તેથી તેને કતલ કરવામાં આવતું હતું. આ હલવાનનું લોહી પ્રાયશ્ચિતને સારૂ દયાસન પર છાંટવામાં આવતું અને તેનું શરીર છાવણી બહાર બાળી નંખાતું ૭ તો પણ એવા યજ્ઞો તથા દાનો દેવે ચાહ્યાં નહોતાં; ફકત જે હલવાન દેવે અનાદીકાળથી તૈયાર કર્યું હતું, જેણે પોતાનું શરીર સિદ્ધ કરેલું હતું એવા હલવાનમાંજ દેવ બાપની પ્રસન્નતા હતી.

જે પહાડપર ઈબ્રાહિમ પોતાના પુત્ર ઇસ્હાકનું અર્પણ કરતો હતો. પણ દેવે તેમ કરવાનું ના કહ્યું અને ઇસ્હાકને બદલે એક હલવાન (ઘેટું) બતાવ્યું ૮ જેને પોતાના પુત્રને બદલે અર્પણ કીધું તેમજ પાપીઓના બદલામાં જે હલવાન પ્રભુએ જાહેર કર્યું છે તે તો આપણો પ્રભુ ઈસુજ છે. કે જેણે પાપીઓને સારૂ પોતાને અર્પણ કીધો અને બળીદાન થવા સારૂ પોતાને સોપ્યો.

યશાયાહ ભવિષ્યવાદીએ આગળથી જોયું હતું કે તેણે ઘણાઓનાં પાપ માથે લીધાં તેથી પ્રભુની તેને કચડવાની મરજી હતી. આપણા અન્યાયની શિક્ષા તેના પર પડી. ને શાંતી સાધવાના શોળ તેણે ખમ્યા કે જેથી આપણને સાજાપણું મળે. ૯.

ઇસ્હાકને માલુમ નહી હોવાથી પોતાના બાપને પૂછતો હતો કે અર્પણને સારૂ ઘેટકું ક્યાં છે? પણ પ્રભુ ઈસુએ ત્રણવાર પ્રાર્થના કરતાં કહ્યું કે "મારી ઇચ્છા નહી પણ તારી ઇચ્છા પુરી થાઓ"૧૦ કેમકે એજ ઘડી માટે હું આવ્યો છું. ૧૧ જ્યારે ઘણાંઓના પાપ માથે લઇ મારવા સારૂ તેને યરૂસાલેમ જવાની વેળા આવી કેમકે કોઇ ભવિષ્યવાદી યરૂસાલેમ બહાર મરણ પામે એમ બની શકતું નહી ૧૨ હોવાથી

---

૭. હેબ્રી; ૧૩; ૧૧, ૧૨. ૮. ઉત્પ; ૨૨; ૧૩. ૯. યશા; ૫૩;૫. ૧૦. માત્થી; ૨૬; ૪૪. ૧૧. યોહા; ૧૨; ૨૭. ૧૨. લુક; ૧૩;૩૩.

તેણે યરૂસાલેમ જવા સારૂ પોતાનું મ્હો સ્થીર રાખ્યું. ૧૩ જે દુ:ખમાં આપણે અજાણે આવી પડીએ તે. લાચારીથી સહન કરીએ છીએ પરંતુ જે દુ:ખોની સ્હેજે પણ અસર કે ખાતમી માલૂમ પડે ૧૪ તો તેમાંથી બચવા ઉપાય લઈએ છીએ. છતાં પ્રભુ ઇસુએ યરૂસાલેમ જવા સારૂ પોતાનું મ્હો સ્થીર રાખ્યું એ કેવું આશ્ચર્યકારક છે? પોતાના મરણ વિષે ૧૫ અગાઉથી તેણે પોતે ઘણી વખત વાતો કરી હતી પણ શિષ્યોનાં મન મોટાઇ પર હોવાથી ૧૬ તેમના સમજવામાં તે વાત આવતી નહોતી. ઇસુએ પોતાના મરણની આગલીજ રાતે સંસ્કાર સ્થાપ્યો કે જે પરથી તેના લોક આપણા પ્રભુના પાછાં આવતાં સુધી તેનું મરણ દેખાડે છે. ૧૭ આ સંસ્કાર સ્થાપન કરતી વેળા તેનો જીવ મરવા જેવો શોકાતુર થયો. ૧૮ કોપનો વાટકો લેતાં લેતાં ખરેખર તેના લોહીનું પાણી ૧૯ (પરસેવો) થયું. (માણસો તો બહુ દુ:ખમાં બોલે છે કે મારૂં તો લોહીનું પાણી થઇ ગયું. પણ આપણા પાપની સજા લેવા જતાં ખ્રીસ્તને ખરેખર તેમ બન્યું છે.) અરે! આપણાં પાપની ભયંકર સજા ભોગવવાની શરૂઆતમાં તેને જ્યારે એવું કષ્ટ તો પછી પુરેપુરી સજા ભોગવતાં તેને જે કષ્ટ થયું તેની કલ્પના કોણ કરી શકે છે!!

વિનાશના દિકરાએ તેને વેચ્યો, ૨૦ પાપીઓએ તેને પકડયો. અને સર્પોના વંશોએ આવનાર કોપથી બચાવનારને ૨૧ પરસ્વાધીન કર્યો, મરણમાંથી બચવું હોત તો તેને કંઇપણ અશક્ય નહોતું, કારણ દુતોની બાર ફોજ કરતાં વધારે મંગાવવાને ૨૨ જેને શક્તિ હતી કે

---

૧૩. લુક; ૯; ૫૧. ૧૪. ૨૨૧; ૬; ૧૦. ૧૫. માત્થી ૧૬; ૨૧. ૧૬. લુક ૨૨; ૩૪. ૧૭. માર્ક ૧૪; ૨૫. ૧ કરીં; ૧૧; ૨૩. ૧૮. માર્ક ૧૪; ૩૪. ૧૯. લુક; ૨૨; ૪૪. ૨૦. માત્થી ૨૬; ૧૫; ૨૭; ૪. ૨૧. ૧ થેસા; ૧; ૧૦. ૨૨. માત્થી ૨૬; ૫૩.

જેમાંનો એક દુત એક રાતમાં એકલાખ પંચ્યાસીહજાર ૨૩ કરતાં વધારે માણસો મારી શકે, છતાં પોતાની મદદે તેવા દુતોને પોતાના બચાવને સારૂ ન બોલાવતાં સ્વાધીન થયો. અને વળી પોતાના શિષ્યે બચાવ માટે તલવાર કાઢી તે પણ પાછી મ્યાનમાં ઘલાવી કેવળ "લેખપુરા થવા માટે" ૨૪ અથવા શાસ્ત્રમાં તેના વિષે જે લખ્યું છે તે પુરૂં થવા માટે પોતે એજ ઘડીને સારૂ આવેલો હોવાથી વાંક વિનાના નિર્દોષ હલવાને જગતના તારણને સારૂ પોતાને પરસ્વાધીન થવા દીધો. ૨૫ વારંવાર મંદીરમાં બોધ કર્યા છતાં, ૨૬ તેઓ મધ્યે ઘણાં સારાં તથા પરોપકારી કામ કર્યા છતાં તેના ઉપર યહુદીઓની ઈર્ષા વધતી અને વધતી જતી હતી. ઘણી વખતે તેને મારવાને યહુદીઓએ શોધ્યો, ઘણી વેળા તેને સપડાવવ યુક્તિઓ કરી તોપણ તેને પોતાનો સમય માલુમ હોવાથી સમય અગાઉ તેઓના હાથમાં તે આવ્યો નહી. ૨૭ કદાપી જો આવ્યો હોય તોપણ તેઓની વચમાંથી "અદ્રષ્ય રીતે ચાલ્યો ગયો" ૨૮ છતાં હવે તેની ઘડી ૨૯ નજીક હોવાથી તેણે પોતાને ગેથસેમાની વાડીમાં પરસ્વાધીન થવા દીધો યહુદીઓમાંના આગેવાનોએ તેઓની ઘડી તથા અંધકારના સામર્થે ૩૦ તેને બાંધીને એકજ રાતમાં તેનો કેશ શરૂ કીધો. ઘણાં તહોમત તેનાપર મુકવામાં આવ્યાં, ઘણી જૂઠી સાક્ષીઓ તેની વિરૂદ્ધ પુરવામાં આવી; ૩૧ ઘણા સવાલો ૩૨ તેને પુછવામાં આવ્યા; અને જુઠ્ઠું તેની વિરૂદ્ધ કહેવાયું (૩૩) તોપણ તેણે પોતાનું મુખ ઉઘાડયું નહી ૩૪ પણ પોતા ઉપર થુંકનાર સામે પોતાનું મહો અને તમાચો

---

૨૩. ૨૬; ૯; ૩૫. ૨૪. માત્થી; ૨૬; ૫૪, ૫૬.
૨૫. યોહા; ૧૮; ૧૯. ૨૬. માર્ક ૧૪; ૪૯. ૨૭. યોહા; ૭; ૩૦.
૨૮. લુક; ૪; ૩૦. ૨૯. માત્થી ૨૬; ૪૫. ૩૦. લુક ૨૨; ૫૩.
૩૧. માત્થી ૨૭; ૧૩. ૩૨. માર્ક ૧૫; ૩–૪. ૩૩. યોહા; ૧૮; ૩૦.
૩૪. લુક; ૨૩; ૯.

મારનારની ગમ પોતાના ગાલ ધર્યા. ૩૫ જેણે ભવિષ્ય કહ્યું હતું કે દેશનાઓની વતી એક માણસ મરેને આખી પ્રજા નાસ ન પામે ૩૬ એ અગત્યનું છે. તેજ પ્રમુખ્ય યાજકે પોતાના લુગડાં ફાડીને કહ્યું કે એ મરણ લાયક છે. ૩૭ પણ પીલાત તેને ફટકાથી ઘાયલ થએલો જોઇ યહુદીઓના મનમાં તેના પ્રત્યે દયા ઉપજાવવા સારૂ તેને બતાવવા લાગ્યો કે જુઓ આ માણસ? ૩૮ પણ યહુદીઓની માત્ર એકજ ઇચ્છા કે જેમ હેરીદીયાસને યોહાનનું માથુંજ જોઈતું હતું ૩૯ તેમજ યહુદીઓને પણ એકજ ઇચ્છા હતી કે મહિમાનો પ્રભુ વધસ્તંભે જડાય. ૪૦ તેઓના ઘાંટા પ્રબળ થયા અને પીલાતનું કંઇ નહી વળવાથી ૪૧ તેણે વધસ્તંભે જડાવાને ઇસુને સોપ્યો. અરે! કેવું આશ્ચર્ય? જે પ્રવાહી પાણીપર ગમે તેવા ભયંકર તોફાનમાં ચાલ્યો જતો. ૪૨ તે આજે વધસ્તંભ લઈને ચાલતાં કઠણ જમીન પર પડી ગયો! ૪૩ મરવા જેવા શોકાતુર જીવમાં પરસ્વાધીન કરાઇ ગેબી માર ખાધો, રાતનો ઉજાગરો ઠઠ્ઠા, મસ્કરી, નિંદા અને અતીશે ગોખરૂવાળા ફટકાથી તેનું શરીર અતીશે નિર્ગત થઇ ગયું છે પણ તે ઉપરાંત હજુ તો મનુષ્યનાં પાપનો જે શ્રાપ (આખી પૃથ્વીના ઉપર આવનાર છે) તેને સ્હેવાનો છે તેના સ્મરણથી તેની છાતી ભરેલી છે. પણ પોતે એજ ઘડી માટે આવેલો હોવાથી જેમ હલવાન છાવણી બહાર બળાતું હતું, તેમ તે પણ છાવણી બહાર ગલગથાની ટેકરી જે ખોપરીની જગ્યા કહેવાય છે ત્યાં લઈ જવાયો. ઇન્સાફી પ્રભુએ પણ જગતના ઉદ્ધારને સારૂ જેણે પાપ જાણ્યું નહતું તેને તેણે આપણે વાસ્તે પાપરૂપ કીધો. ૪૪ યહુદીઓ કરતાં વધારે સખત રીતે દેવે તેને

---

૩૫. માર્ક; ૧૪; ૬૫. ૩૬–૩૭. યોહા; ૧૮; ૧૪. ૩૮. યોહા; ૧૯; ૫. ૩૯. માત્થી ૧૪; ૮, ૪૦. માત્થી; ૨૭; ૨૨. ૪૧. માત્થી; ૨૭; ૨૪. ૪૨. માત્થી ૧૩; ૨૬. ૪૩. માર્ક; ૧૫; ૨૧. ૪૪. ૨કરીં; ૫; ૨૧.

કચડયો, માર્યો, કેમકે તેના માથાપર જગતનાં સર્વ અન્યાય તથા પાપ મુકાયાં. જગતના તારણનો બીજો કોઈ રસ્તો ન હોવાથી દેવે પોતાનો વ્હાલો પુત્ર જે દેવનું હલવાન હા અનાદી કાળથી ઠરાવેલું હલવાન હતું ૪૫ તેને આપણે સારૂ અર્પણ કીધો. અહા, મોરીયા પહાડ પર ઇબ્રાહીમે જે પ્રેમ પ્રભુ પ્રત્યે બતાવ્યો છે. તે કરતાં પણ હજારો ઘણો સર્વોતમ પ્રેમ ગલગથાની ટેકરી પર દયાળુ પ્રભુએ આપણે કે જેઓ અતિ ભ્રષ્ટ તેમના પ્રત્યે દેખાડયો છે.

જ્યારે, કાપરનાહુમ, ખોરાજીને, ને બેથસાઇદાના લોકોએ ઇસુનો અંગીકાર ન કર્યો ત્યારે તેણે બાપમાં હર્ખ કીધો ૪૬ પણ આ જગ્યામાં દેવે તેને મુકી દીધો. ૪૭ કેમકે તેણે ઘણાંઓનાં પાપ માથે લીધાં. ત્યાં અતીશે વેદના સહેતાં જ્યારે તેણે જાણ્યું કે તારણનું કામ સંપુર્ણ થયું છે ત્યારે માથું નમાવીને પ્રાણ છોડયો. (પ્રાણ છોડવાનો અધીકાર માણસને નથી. પણ ખ્રીસ્તને પ્રાણ છોડવાનો તથા પાછો લેવાનો એ બંન્ને અધીકાર હતા.) આ વધસ્તંભ પર પાપીઓના બદલામાં પ્રભુ ઈસુ મરણ પામ્યો. તેનું લોહી પાપોના નિવારણને સારૂ વહેવડાવવામાં આવ્યું. લખ્યું છે કે " ન્યાયીને સારૂ કોઇ મરે નહી, પરોપકારીને સારૂ કદાપી કોઇ મરવાની છાતી ચલાવે પણ દેવ આપણા પર પોતાનો પ્રેમ એમ પ્રગટ કરે છે કે આપણે પાપી હતા એટલામાં ઠરાવેલા સમયે, અધર્મીઓને સારૂં ખ્રીસ્ત મરણ પામ્યો " ૪૮

ભલે યહુદીઓ નિશાની માગે અને હેલેનીઓ જ્ઞાન શોધે પણ અમે તો વધસ્તંભે જડાયલા ઇસુને શોધીએ ૪૯ છીએ. હા વધસ્તંભ,

---

૪૫. પ્રક; ૧૩; ૮. ૪૬. માત્થી; ૧૧; ૨૫. ૪૭. માત્થી; ૨૭;૪૬ ૪૮. રૂમી; ૫; ૭-૮. ૪૯. ૧ કરીં; ૧; ૨૨.

વધસ્તંભ, નાસ પામનારાઓને મૂર્ખપણું લાગે છે. પણ અમ તારણ પામનારાને તો દેવનું પરાક્રમ છે. ૫૦ આમીન.

## ખરૂં પરમપવિત્રસ્થાન, પડદો તથા ઇસુ.

છાંયાવાળો (નિયમશાસ્ત્રમાંના) પ્રમુખ્ય યાજક લોહી લઇને પડદાની પેલી બાજુ પરમ પવિત્ર સ્થાનમાં જતો અને પ્રાયશ્ચિતને અર્થે જે લોહી લઇ જવામાં આવતું તે દયાસન પર છંટાતું જેની નિચે કરારની બે પાટી કે જે આખા જગતને અપરાધી ૧ ઠરાવે છે તે હતી, તેનાં ઢાંકણુ પર આ લોહી છંટાતું, જેથી સઘળી ઇસ્રાઇલી કોમનું પ્રાયશ્ચિત થતું. હવે હરેક પ્રમુખ્ય યાજક યરૂશાલેમમાં બંધાએલા મંદિરના પરમ પવિત્રસ્થાનમાં આ કામ કરતો હતો. "ઇસુ પ્રમુખ્ય યાજક" ૩ કહેવાય છે છતાં તે યરૂસાલેમના મંદિર કે પવિત્રસ્થાનમાં પોતાનું લોહી લઇને ગયો નથી. ૪ તો, તે પ્રમુખ્ય યાજક શી રીતે કહેવાય? પણ આપણુને માલુમ છે કે આપણા પ્રભુ તથા તારનાર ઇસુનું સઘળું કામ છાંયાના પરમપવિત્રસ્થાનમાં નહિ પણ ખરા ઠેકાણામાં કે ઉપરના પરમપવિત્રસ્થાનના સબંધમાં છે. જેમ લખ્યું છે કે:—"ખ્રીસ્ત થનાર સારાં વાંનાં સબંધી પ્રમુખ્ય યાજક થઇને, અધિક મોટો તથા અધિક સંપુર્ણ મંડપ જે હાથથી કીધેલો નથી એટલે કે જેની ઉત્પત્તિ નથી તેવા મંદિરમાં બકરાં તથા વાછરડાના લોહીથી નહિ, પણ પોતાનાજ લોહીથી પરમપવિત્રસ્થાનમાં તે એકજવાર ગયો ને સર્વકાળિક ખંડણી મેળવી" ૫ વળી લખ્યું છે કે:—ખ્રીસ્ત હાથથી બનાવેલું (મંડપ કે મંદીર) પવિત્ર ઠેકાણું જે ખરાનો નમુનો છે તેમાં ગયો

---

૫૦. ૧ કરીં ૧; ૧૮. ૧. રૂમી; ૩; ૧૯. ૨. લેવી; ૧૬; ૩૪. ૩. હેબ્રી; ૩; ૧. ૪. હેબ્રી; ૯; ૨૪. ૫. હેબ્રી; ૯; ૧૧-૧૨.

નથી, પણ આકાશમાંજ ગયો, એ માટે કે હમણાં આપણે સારૂ દેવની આગળ તે હાજર થાય. ૬ જેમ પ્રમુખ્ય યાજક બીજાનું લોહી લઈને પરમપવિત્રસ્થાને હર વર્ષ પેસતો તેમ એ વારેવારે પોતાને અર્પણ કરે એમ નહિ. ૭ "પણ એ પાપોને કાજે એક યજ્ઞ સદાકાળને સારૂ કરીને દેવની જમણી ગમ બેઠેલો છે." ૮......હવે પાપને સારૂ બીજું અર્પણ જોઇતું નથી. ૯.

હવે આપણો પ્રભુ હલવાન તરીકે પૃથ્વીપર મરાયો પણ તે મરણના બંધનમાં રહે એ અશક્ય હતું તેથી દેવે પોતાના પરાક્રમે તેને મુએલામાંથી પાછો ઉઠાડયો. ને એમ દેવનો દિકરો પરાક્રમ સહિત પ્રસિદ્ધ થએલો છે ને આપણે સારૂ દેવ બાપને જમણે હાથે બેઠેલોછે તથા આપણે સારૂં મધ્યસ્થી કરવાને સદા જીવતો રહે છે, તેના ગૌરવી નામની સ્તુતિ થાઓ. આમીન.

### પડદો.

નમુનાવાળા મંડપ કે મંદિરમાં પડદો હતો તો ખરા ઠેકાણામાં પણ એમજ હોવું જોઇએ. નહિં તો છાયા એવી પડે નહી. ત્યારે પડદાથી શું જાહેર થાય છે! આપણને માલુમ છે કે યાકુબ તથા લાબાને સામાસામી કરાર કરવાને પત્થરનો એક ઢગલો કરી તેમાં એક સ્તંભ ઉભો કીધો. એમાટે કે તે સ્તંભ તેઓ બંનેની વચ્ચે સાક્ષ્યાર્થ થાય. હવે આ સ્તંભ કે ઢગલો લાબાનને યાકુબ પાસે આવતાં અને યાકુબને લાબાન પાસે જતાં અટકાવનાર સાક્ષી રૂપ હતો. ૧

એમજ પવિત્રસ્થાન અને પરમપવિત્ર વચ્ચેનો પડદો પણ એજ શિખવે છે કે મનુષ્ય અથવા તેનો આત્મા પ્રભુની સન્મુખ જીવતાં

---

૬-૭. હેબ્રી; ૯; ૨૪. હેબ્રી; ૯; ૨૫. ૮. હેબ્રી: ૧૦; ૧૨. ૯. હેબ્રી; ૧૦; ૧૮. ૧ ઉત્પ; ૩૧; ૪૪-૫૨.

મા મુઆ પછી પણ જઇ શકે તેમ નથી. જેમ લખ્યું છે કે માણુસનો દિકરો જે આકાશમાં છે તે વિના આકાશમાં કોઇ ચઢ્યું નથી૨ તેથી ઉપરના પરમપવિત્ર સ્થાનનો પડદો દુર થાય ત્યાં સુધી અગાઉ મરણ પામેલા ન્યાયીઓના આત્માઓ પ્રભુની હજુરમાં જઇ શકે નહિ.

તેઓના આત્માઓ નરકમાં ગયા એમ નથી. પણ તેઓ બંદિવાન ૩ તરીકે હતા. આપણે "પારાદેશ" ૪ કે "ઇબ્રાહીમની સોડ" ૫ કહીએ અથવા તેને પવિત્રસ્થાન ગણીએ. એવી જગ્યામાંના આત્માઓને સારૂ જ્યાં સુધી પરમપવિત્રસ્થાનમાં પડદો રહે છે ત્યાં સુધી તેમને માટે પરમપવિત્રસ્થાનનો માર્ગ હજી ઉઘડયો નથી. ૬ નિયમના અમલમાં માણસોનું મરણ "પોતાના પીતૃઓની સાથે મળી જવું" ૭ એમ બતાવ્યું છે. કદાપી જો અયુબના પુસ્તકમાં "વગર શરિરે દેવને જોઇશ" ૮ એવું આવે છે તો તે પુસ્તકમાં છુટકાની કિમત મળેલી છે ૯

હવે યાદ રાખવું ઘટે છે કે નરક અને પવિત્ર ઠેકાણું એ એની વચ્ચે એવી મોટી ખાઇ છે કે તેઓ એક બીજાની પાસે આવી શકતાં નથી. ૧૦ પણ પડદાની હકીકત એ છે કે જ્યારે પડદો દુર થાય ત્યારે જવાનો માર્ગ ખુલ્લો થાય.

હવે આપણા મહિમાવાન પ્રભુ ઇસુનું મરણ, આદમના વખતથી મરણ પામેલા ન્યાયીઓના આત્માઓને સારૂ પણ અગત્યનું હતું કેમકે અગાઉ થએલાં પાપોની માફી દેવની સહનતામાં થએલી ૧૧

---

૨. યોહા; ૩; ૧૩. ૩. એફે; ૪; ૮. ૪. લુક; ૨૩; ૪૩. ૫. લુક; ૧૬; ૨૨. ૬. હેબ્રી; ૯; ૮. ૭. ઉત્પ; ૨૫; ૮; ૩૫; ૨૯. ઉત્પ; ૪૯; ૩૩. ૮. અયુ ૧૯; ૨૬. ૯. અયુ ૩૩; ૨૪. ૧૦. લુક; ૧૬; ૨૬. ૧૧. રૂમી; ૩; ૨૫.

હોવાથી અનંતજીવનનું વચન તેઓ પામી શક્યા ખરા પરંતુ ખ્રીસ્તના મરણ સુધી એવા આત્માઓ પરમપવિત્રસ્થાનમાં પ્રવેશ કરી શકે તેમ નથી. આપણને માલુમ છે કે વસિઅતનામું માણસના જીવતાં, બીજાના લાભમાં કરી શકાય છે. છતાં વસિઅતનામું કરનાર જીવે છે ત્યાં સુધી કદી ઉપયોગી નથી. કાંજે વસિઅતનામું માણસના મરણ પછી ચાલે એવું છે. તેથી જ્યાં વસિઅતનામું છે ત્યાં વસિઅતનામું કરનારનું મરણ થાય એવી અગત્ય છે. ૧૨ એ માટે આપણા પ્રભુ ઈસુનું મરણ જેમ આપણને તેમ અગાઉના મરણ પામેલા આત્માઓને પણ ઉપયોગી હતું એ માટે કે તમામ આદમ જાતને સારૂ પરમપવિત્રસ્થાનનો માર્ગ ઉઘડે. એ માટે આપણો પ્રભુ, બકરા તથા વાછરડાનું લોહી લઇને નહિ પણ ઘણાંના પાપોને સારૂ વહેવાડેલું પોતાનું જ લોહી લઈને ખરા ઠેકાણા કે પરમપવિત્રસ્થાનમાં પડદાની પેલી બાજુ ગયો. ૧૩ કે જે પડદો તેણે પોતાના શરીરમાં થઈને ઉઘાડયો ૧૪ અને નિયમશાસ્ત્ર (ની બે પાટી) જેણે આખા જગતને અપરાધી ઠરાવ્યું તેના ઢાંકણ દયાસન ઉપર ઈસુનું લોહી મંજુર કરવામાં આવ્યું. હા, અગાઉ થએલાં પાપોની માફી જે દેવની સહનતામાં થઇ તેના ન્યાયીપણાને અર્થે પણ મહીમાવાન ઈસુનું લોહી કબુલ કરવામાં આવ્યું. દાઉદના ગીતમાં ત્રણ પ્રકારની માફી પ્રગટ થઇ છે એટલે:—

"જેઓના અપરાધોની માફી થઇ" (ત્યાં આદમથી નિયમશાસ્ત્ર સુધીનાં પાપની માફીની સુચના રહેલી છે)

"જેઓનાં પાપ ઢંકાયાં છે" (ત્યાં નિયમશાસ્ત્રના સમય સુધીનાં પાપની માફી સુચવેલી છે.

---

૧૨. હેબ્રી; ૯; ૧૫–૧૭. ૧૩. હેબ્રી; ૯; ૩. ૧૪. હેબ્રી; ૯; ૨૦.

"જેનું પાપ પ્રભુ નહિ ગણે" ૧૫ (આમાં, ખ્રીસ્તપર વિશ્વાસ કરનારનાં પાપની માફી રહેલી છે).

ઉપરનાં ત્રણે પ્રકારની માફી ઇસુના લોહીમાં સમાએલી છે. હવે દયાળુ દેવ ખ્રીસ્ત ઈસુને લીધે પોતાની સાથે જગતનો મીલાપ કરાવતાં તેઓપર તેઓના અપરાધો ગણતો નથી. કેમકે દેવનું હલવાન જે જગતનું પાપ હરણ કરે છે૧૭ તે આખા જગતને સારૂ પ્રાયશ્ચિત૧૮ થયું છે અને હવે આપણા "શાત્યાસ્પદે" ૧૯ પડદારૂપે રહેલી આડી ભીંત ૨૦ પાડી નાંખી અને વિધીમાંનો હસ્તલેખ રદ કર્યો. ૨૧ એમ તેણે વધસ્તંભે વેર મારી નાખીને દેવની સાથે આપણો મેળાપ ૨૨ કરાવત્રા પરમપવિત્ર સ્થાનનો માર્ગ પોતાના શરીરમાં થઇને આપણે સારૂ ઉઘાડયો. જેમ લખ્યું છે કે હવે, ઓ ભાઈઓ, પરમપવિત્ર સ્થાનમાં ઇસુના લોહીથી પેસવાની આપણને નિર્ભયતા છે, એટલે એક નવા તથા જીવતા માર્ગથી, કે જે તેણે આપણે સારૂ પડદામાં થઈને, એટલે પોતાના શરીરમાં થઈને ઉઘાડયો છે. ૨૩ ખરા પરમ-પવિત્રસ્થાનની પ્રતિમા મંડપમાં હતી. પણ મંડપને બદલે યરૂસાલેમનું મંદિર પ્રતિમારૂપે બંધાયું હતું તેથી તે દેવના ઘર પર મોટો યાજક છે. ઉપરના પરમપવિત્રસ્થાનમાં પડદો દુર થયો એ પ્રગટ કરાવવા સારૂ પ્રભુ ઇસુના મરણ સમે યરૂસાલેમના મંદિરનો પડદો ઉપરથી નિચે સુધી ફાટી ગયો છે. ૨૪ હવે પરમપવિત્રસ્થાનમાં ગયા પછી પ્રમુખ્ય યાજક પોતાના હાથમાંનું લોહી, પવિત્રસ્થાન, તેમજ માણસ

---

૧૫. ગીત; ૩૨; ૧–૨. રૂમી; ૪; ૭–૮. ૧૬. ૨કરી; ૫; ૧૯. ૧૭. યોહા; ૧; ૨૯. ૧૮. ૧ યોહા; ૨; ૨. ૧૯. એફે; ૨; ૧૪. ૨૦. એફે; ૨; ૧૪. ૨૧. એફે; ૨; ૧૫. ૨૨. એફે; ૨; ૧૬. ૨૩. હેબ્રી; ૧૦; ૧૯. ૨૪. માત્થી; ૨૭; ૫૧.

અને તેમાંની સઘળી ચીજોપર છાંટતો અને તે બધી શુદ્ધ ગણાતી ૨૫ એમજ આ દેવના ઘર પર મોટા પ્રમુખ્યયાજક ઈસુએ પોતાના લોહીના છંટકાવથી સર્વકાળીક ખંડણી ૨૬ મેળવી છે અને પોતે સનાતન આત્માથી ૨૭ દોષ વગર ૨૮ દેવને અર્પણ થવાથી તેનું લોહી કેટલું વધતું તમારાં હૃદયને જીવતા દેવને ભજવા સારૂ નિર્જીવ કામોથી શુદ્ધ કરશે? ૨૯ હવે બકરાં તથા વાછરડાનું લોહી પાપો કાઢવાને કદી સમર્થ ન હતું, ૩૦ પણ ઇસુનું લોહી તો આપણા કે જે તેના ઉપર વિશ્વાસ કરનારને સઘળાં પાપથી શુદ્ધ કરે છે. ૩૧ આ લોહીનો છંટકાવ માણસના શરીર ઉપર નહી, પણ હૃદય પર ૩૨ કરવામાં આવે છે. એ માટે કે ભૂંડી કલ્પનાઓ, હત્યાઓ, વ્યભીચારો, જારકર્મો, ચોરીઓ, જૂઠી શાક્ષીઓ તથા નિંદાઓ જે હૃદયમાંથી નિકળે છે ૩૩ તેનો નાશ થાય, અને પાપ સમુળગું નાશ પામે. ૩૪

અહા, ખ્રીસ્ત ઇસુનું લોહી કેવું મુલ્યવાન છે! માણસ કે જેના આત્માની ખંડણી અમુલ્ય છે, ૩૫ એવા ઘણા આત્માઓ ઈસુના મુલ્યવાન લોહીથી ખંડી લેવાયા છે. જેમ લખ્યું છે કે તમે ......વિનાસી વસ્તુઓએ, એટલે રૂપા અથવા સોનાએ નહિ પણ ખ્રીસ્ત જે નિષ્કલંક તથા નિર્દોષ હલવાન જેવો છે તેના મુલ્યવાન લોહીથી, ખંડી લેવાયલા છો. ૩૬ "કેમકે તમે મુલ્યે ખરીદાયા હતા" ૩૭ (૧ કરીં ૬:૨૦) અને એમ મુલ્યથી ખરીદી કરી સર્વ દેશ તથા કૂળ તથા લોક તેણે પોતાના સારૂ વેચાતા લીધા. ૩૮

---

૨૫. હેબ્રી; ૯; ૨૨. ૨૬. દાની; ૯; ૨૪. ૨૭. રૂમી; ૧; ૪. ૨૮. એફે; ૫; ૨. ૨૯. હેબ્રી; ૯; ૧૨–૧૫. ૩૦. હેબ્રી; ૧૦; ૪. ૩૧. ૧ યોહા; ૧; ૭. ૩૨. હેબ્રી; ૧૦; ૨૨. ૩૩. માત્થી; ૧૫; ૫૮. ૩૪. રૂમી; ૬; ૬. ૩૫. ગીત; ૪૯; ૮. ૩૬. ૧ પીત; ૧; ૧૮–૧૯. ૩૭. ૧ કરીં; ૬; ૨૦. ૩૮. ૨ પીત; ૨; ૧. પ્રક; ૫; ૯.

મિસરમાં કરાએલા અનર્થોમાંના છેલ્લા અનર્થ વખતે પૃથમ જનિતને માર્યા ત્યારે ઇસ્રાએલના પૃથમજનિતો હલવાનના લોહીથી બચ્યા ૩૯ એ બધા પૃથમજનિતોના બદલામાં પ્રભુએ લેવી કુળને પોતાને સારૂ પસંદ કીધા અને સેવા કરનાર યાજકો ઠરાવ્યા ૪૦ એમજ ખ્રીસ્તના લોહીથી ખંડી લેવાયલા, તેઓ પૃથમજનિતને બદલે ગણાય છે, જેઓને તે રાજા તથા યાજકો નીમે છે એ માટે કે સઘળા ભાઇઓમાં તે પૃથમજનિત થાય ૪૨ કે જેઓનાં નામ આકાશમાં લખેલાં છે ૪૩ તેથી તે તેઓને ભાઇ કહેવાતાં લજવાતો નથી ૪૪.

ખરેખર મહિમાવાન કરૂબોની છાયા દયાસનના ઢાંકણુ પર પડતી. કરૂબોનાં મુખ તેને નિહાળ્યા કરતા ૪૫ એમજ આપણા પ્રભુ ઇસુના લોહીથી જે કૃપા આપણે સારૂ પ્રગટ થઇ છે. તેમાં નિહાળી જોવાને દુતો ઇચ્છા કરે છે અને જુએ, ૪૬ એમાં કેવું આશ્ચર્ય છે!

## પ્રાયશ્ચિતનો દિવસ.

મુલાકાત મંડપમાં પ્રમુખ્ય યાજક વર્ષમાં એકજ ૫ દિવસે પડદાની પેલીગમ જઇ સઘળા લોકને સારૂ પ્રાયશ્ચિત કરતો હતો તે દિવસે આખી જમાત હા ઇસ્રાએલી કોમનું પ્રાયશ્ચિત થવાને લીધે આ દિવસ પ્રાયશ્ચિતનો દિવસ કહેવાતો. ૧ પણ આ મોટા પ્રમુખ્ય યાજકે ખરા પરમ પવિત્રસ્થાનમાં જઇ આખા જગતનું પ્રાયશ્ચિત કરેલું છે ૨ દેવ બાપે જગત પર એટલી પ્રીતિ કીધી કે તેણે પોતાનો એકાકીજનિત દિકરો આપ્યો ૩ તેથી આ દેવનો પુત્ર ઇસુ પાપીઓને તારવા જગતમાં આવ્યો ૪ તેમજ તે હલવાન તરીકે આખા

૩૯. નિર્ગ; ૧૨; ૨૧—૨૭. ૪૦. ગણુ; ૮; ૧૬. ૪૧. પ્રક; ૧;૬. ૪૨. રૂમી. ૮; ૨૯. ૪૩. હેબ્રી; ૧૨; ૨૩. ૪૪. હેબ્રી; ૨; ૧૧. ૪૫. હેબ્રી; ૯; ૪. ૪૬. ૧ પીત; ૧; ૧૨. ૧. લેવી; ૨૩; ૨૬—૩૨. ૨. ૧ યોહા; ૪; ૧૦. ૩. યોહા; ૩; ૧૬. ૪. ૧ યોહા; ૪; ૯.

જગતનું પાપ હરણુ કરનાર હોવાથી ૫ અધર્મીઓને સારૂ મરણુ પામ્યો, હા આપણે પાપી હતા એટલામાં ઠરાવેલા સમયે તે મરણુ પામ્યો ૬ ને તેનું લોહી પાપોની શુદ્ધતા સારૂ (આજસુધી) વહેવડાવવામાં આવ્યું છે ૭ કે જે માફી દેવની ઘણી દયાને લીધે થાય છે. ૮ એમ પ્રભુ ઇસુ આખા જગતને સારૂ પ્રાયશ્ચિત રૂપ થયો છે. કેમકે દેવે તેને પ્રાયશ્ચિત થવા સારૂ ઠરાવ્યો. ૯ જેમ લખ્યું છે કેઃ—

"મારાં છોકરાં......તમે પાપ ન કરો, અને જો કોઈ પાપ કરે તો બાપની પાસે આપણો મધ્યસ્થ છે, એટલે ખ્રીસ્ત ઈસુ જે ન્યાયી છે તે, અને તે આપણા પાપ વિષે પ્રાયશ્ચિત છે, ને કેવળ આપણાં પાપ વિષે નહિ, પણ આખા જગત વિષે તે પ્રાયશ્ચિત છે ૭ તેથી પ્રભુ ઇસુના મરણ પછીનો દિવસ આખા જગને સારૂ પ્રાયશ્ચિતનો દિવસ છે. એ કારણથીજ હરેક તારણ પામવા ઇચ્છનારને દરેક દિવસ અને પળ આજ સુધી હમણાંજ માન્યકાળ અને હમણાંજ તારણના દિવસ ૧૧ તરીકે લેખી શકાય છે. જેમ હરેક યહુદી આ મોટા દિવસે પ્રભુની સન્મુખ હાજર થવાને તથા આત્મ કષ્ટ ૧૨ કરવાને બંધાયલો હતો. આ પ્રમાણે પૃથ્વી પરના તમામ લોકે પોતાના ઉદ્ધારને સારૂ ખ્રીસ્ત ઈસુમાં હાજર થવું ૧૩ તેથીજ આ વધામણીની સુવાર્તા સર્વ દેશનાઓને પ્રગટ કરવાનો હુકમ થએલો છે.૧૪

પ્રભુએ જગતનું તારણ ચાહીને આ પ્રાયશ્ચિતના દિવસને કેટલાં બધાં વર્ષો થયાં લંબાવ્યો છે! જેમ પરમપવિત્રસ્થાન મોટું, પ્રમુખ્ય યાજક મોટો તેમજ આ પ્રાયશ્ચિતનો દિવસ પણ મોટો છે." પ્રભુની

---

૫. ૧ યોહા; ૩; ૫. ૬—૭. ૧ યોહા; ૧; ૭. ૮. લુક; ૧; ૭૮. ૯. હેબ્રી; ૨; ૧૭. ૧૦. ૧ યોહા; ૨; ૨. ૧૧. ૨કરીં ૬; ૨. ૧૨. લેવી; ૨૩; ૨૯. ૧૩. ૧ યોહા; ૫; ૧૧. ૧૪. માત્થી; ૨૮; ૧૯.

પાસે એક દિવસ હાજાર વર્ષોના સરખો અને હજાર વર્ષો એક દિવસના સરખાં” ૧૫ હોવાથી આ દિવસને લંબાવેલો છે. ભલે માણસો પોતાના આત્મા વિષે બેપરવા થાય પણ પ્રભુ તો કોઇનો નાશ થાય એમ નહિ પણ સઘળાં પશ્ચાતાપ કરે એવું ઇચ્છીને ધીરજ રાખે છે. ૧૬ ત્યારે કઠણ ન થતાં હરેક માણસે ખ્રીસ્ત ઇસુમાં મળી રહેવું. લખ્યું છે કે “ તેણે પોતામાં અગાઉ ઠરાવેલી પ્રસનતા પ્રમાણે પોતાની ઇચ્છાનો મર્મ અમને જણાવ્યો કે સમયોની સંપુર્ણતાની અવસ્થામાં આકાશમાંનાં તથા પૃથ્વી પરના સઘળાંને ખ્રીસ્તમાં તે એકઠાં કરે; હા, ખ્રીસ્તમાં. ૧૭

પાઉલ એજ હેતુ ધ્યાનમાં રાખીને લખે છે કે “ અમે પ્રત્યેક માણસને બોધ કરીએ છીએ, પ્રત્યેક માણસને શિખવીએ છીએ. કે પ્રત્યેક માણસ ખ્રીસ્તમાં હાજર થાય ” ૧૮.

## મધ્યસ્થ.

“ પણ તમે...નવા કરારના મધ્યસ્થ ઇસુની પાસે...આવ્યા છો” ૧

પ્રાયશ્ચિત કરનાર પ્રમુખ્ય યાજક પવિત્ર પ્રભુ અને પાપી ગુન્હેગાર માણસો એ બેની વચ્ચે ઉભો રહેતો ૨ હતો. તેના કાલાવાલા અને વિનંતી ગુન્હેગારોના લાભમાં પ્રભુ આગળ થવાથી દુષ્ટ અને પાપીઓ બચી શકતાં હતાં. પરંતુ દેવના ઘર પરનો મોટો પ્રમુખ્ય યાજક ઇસુ એકજ યજ્ઞ સદાકાળને સારૂ કરીને દેવની જમણી ગમ બેઠેલો છે ૩ ને મધ્યસ્થી કરવાને સદા જીવતો રહે છે. એ માટે જેઓ એનાથી દેવની પાસે આવે છે તેઓને તારવાને તે પુરો સમર્થ છે ૪.

---

૧૫. ૨પીત; ૩; ૮. ૧૬. ૨પીત; ૩; ૯. ૧૭. એફે; ૧; ૯—૧૦. ૧૮. કલો; ૧; ૨૮. ૧. હેબ્રી; ૧૨; ૨૨; ૨૪. ૨. હેબ્રી; ૧૦; ૧૧. ૩. હેબ્રી; ૧૦; ૧૨. હેબ્રી; ૮; ૧. ૪. હેબ્રી; ૭; ૨૫.

લખ્યું છે કે "એક દેવ છે ને દેવની તથા માણસોની વચ્ચે એક મધ્યસ્થ પણ છે એટલે ખ્રીસ્ત ઇસુ પોતે માણસ." ૫

જુના કરારની મધ્યસ્થી ઘણા પ્રમુખ્ય યાજકોની હતી. દર પ્રતિવર્ષે પ્રભુ તથા માણસ વચ્ચે ઉભો રહેનાર પ્રમુખ્ય યાજક બદલાઇ જતો, મરણને લીધે તેનાથી ટકાતું નહોતું ૬ પણ ખ્રીસ્ત ઇસુ નવા કરારનો મધ્યસ્થ છે ૭ અને મધ્યસ્થી કરવાને સદા જીવતો રહે છે.

જયારે મુસા તથા હારૂનની વિરૂદ્ધ, ઈસ્રાએલ પુત્રોની આખી જમાત એકઠી થઈ ત્યારે પ્રભુએ મુસાને બોલતાં કહ્યું કે "આ જમાતમાંથી તમે નિકળી જાઓ, કે એક પળમાં હું તેઓનો સંહાર કરૂં ને તેઓ ઉંધા પડયા. ને મુસાએ હારૂનને કહ્યું ધૂપ પાત્ર લઇને તેમાં વેદી પરથી અગ્નિ લે, ને તેના પર ધૂપ નાખ. ને તે તરત જમાતની પાસે જઇને તેઓને સારૂ પ્રાયશ્ચિત કર; કેમકે યહોવાહની આગળથી કોપ નિકળ્યો છે; ને મરકી શરૂ થઇ છે. અને મુસાએ કહ્યું તે પ્રમાણે હારૂન સભાની વચ્ચે દોડી ગયો; ને, જુઓ, લોકોમાં મરકી શરૂ થઈ હતી; ને તેણે ધૂપ નાંખ્યો ને લોકોને સારૂં પ્રાયશ્ચિત કીધું. ને જીવતા તથા મુએલાંની વચ્ચે તે ઉભો રહ્યો, ને મરકી બંધ પડી." ૮ હવે હારૂન તો એકલી ઇસ્રાએલી જમાતને માટે પ્રાયશ્ચિત કરી જીવતા તથા મુએલાની વચ્ચે ઉભો રહ્યો. પરંતુ પ્રભુ ઈસુખ્રીસ્ત આખા જગતને સારૂ પ્રાયશ્ચિત થવાથી પ્રભુ તથા માણસની વચ્ચે મધ્યસ્થ તરીકે છે. અને સદાનો નાશ તથા સર્વકાળનો અગ્નિ જે પાપીઓને સહેવાનો છે ૯ એવા કોપથી પાપીઓને બચાવનાર એકલો ઇસુ મધ્યસ્થ છે. જે કોઇ તેની પાસે આવે છે તેઓને તે કાઢી

---

૫. ૧ તીમો; ૨; ૫. ૬. હેબ્રી; ૭; ૨૩. ૭. હેબ્રી; ૮; ૭. ૮. ગણ; ૧૬; ૪૪; ૪૮. ૯. માત્થી ૨૫; ૪૧.

મુકતો નથી, હા તે પાપીઓને તારવા આવેલો હોવાથી પાપીઓને પોતાની પાસે બોલાવે છે ને કહે છે કે ઓ કષ્ટ કરનારા તમે સઘળા મારી પાસે આવો...ને તમે પોતાના જીવમાં વિસામો પામશો. ૧૦ માટે જેઓ એનાથી દેવની પાસે આવે છે તેઓને તારવાને તે પુરો સમર્થ છે. ૧૧ જેમ નિષ્ફળ અંજીરીને કાપી નાખવાનો હુકમ છતાં માળીના કાલાવાલાને લીધે તે કપાઇ જતી અટકી. ૧૨ તેમ.

પ્રભુ ઇસુ "લોકના પ્રાયશ્ચિત કરવાને દેવનાં વાંના સંબંધી દયાળુ તથા વિશ્વાસુ પ્રમુખ્ય યાજક થયો છે જેથી તે દુતોની સહાય ન કરતાં ઇબ્રાહીમ તથા તેના સંતોની સહાય કરવા તત્પર છે ૧૩ એ માટે દયા પામવાને તથા યોગ્ય સમયે સહાયને સારૂ કૃપા પામવાને આપણે હિમ્મતથી કૃપાસનની પાસે આવીએ. ૧૪

શું તમે આવા મહાન તથા સમર્થ મધ્યસ્થને શરણે ૧૫ ગયો છો? જો તમે તેને શરણે ગયા છો તો ખચીત તમારી શાંતી ૧૬ મહા નિદિની માફક વહેતી હશે. પણ જો કોઇ મગરૂર ૧૭ થઇ. પોતાના સુકૃત્યનો ગર્વ રાખે છે, તો માનવું જોઇએ કે પોતાની કરણીઓથી કોઇ પોતાનું આચ્છાદાન કરી શકનાર નથી, ૧૮ માણસના કરેલાં કોઈ પણ સુકૃત્યો પ્રભુના કોપથી બચાવવાને શકિતમાન નથી. ઉલટું તેઓ મેલાં ચીંથરાં જેવાં ૧૯ છે, તેથી જેણે સર્વકાળીક ખંડણી મેળવી, ૨૦ જેને આકાશ તથા પૃથ્વીમાં સર્વ અધીકાર ૨૧ અપાએલો છે અને જેના નામ સિવાય બીજા કોઇથી તારણ નથી ૨૨ એવો મહાન મધ્યસ્થ ઇસુજ કેવળ

---

૧૦. માત્થી; ૧૧; ૨૮–૨૯. ૧૧. હેબ્રી; ૭; ૨૫. ૧૨. લુક; ૧૩; ૬–૯. ૧૩. હેબ્રી; ૨; ૧૩–૧૭. ૧૪. હેબ્રી; ૪; ૧૬. ૧૫. યોહા; ૧૫; ૬. ૧૬, યશા; ૫૭; ૧૯. ૧૭. લુક; ૧૮; ૮. ૧૮. યશા; ૫૯; ૬. ૧૯. યશા; ૬૪; ૬. ૨૦. ૧ તીમો; ૨; ૬. ૨૧. માત્થી; ૨૮; ૧૮. ૨૨. પ્રેરી; ૪; ૧૨.

આવનાર કોપથી આપણો બચાવનાર છે, ૨૩ કેવળ તેજ આપણને ગૌરવમાં લંઈ જવા તથા પરમાનંદમાં મુકવા સમર્થ છે. ૨૪ તેના ચરણમાં તમારૂં શિર મુકો તમારા સઘળા ગુન્હાની કબુલાત કરીને તેના નામ પર વિશ્વાસ કરો. જો તમારો મિલાપ તેની સાથે થયો છે તો દેવ ખ્રીસ્તમાં તમારા બધા ગુન્હા વિષે દયાવાન થવાથી ફરી સંભારશે નહિ. ૨૫ એમ મરણમાંથી નિકળીને જીવનમાં આવ્યાથી ૨૬ હવે આપણી આશા લંગર સરખી ને પડદા માંહેની જગ્યામાં પેસે એવી દ્રઢ તથા અચળ છે ૨૭.

હવે જેમ પ્રાયશ્ચિત કરનાર પ્રમુખ્ય યાજક બહાર આવીને સહુને આશિર્વાદ દે ત્યાં સુધી સઘળી જમાત તેની વાટ જોતી ૨૮ તેઓમાંનો તું પણ એક હો, કેમકે મહિમાવાન પ્રભુ ઇસુ તેની વાટ જોનારાને સારૂ ફરી પ્રગટ થનાર છે. ૨૯ હા, આપણો પ્રભુ આવનાર છે, ૩૦ તે પોતે કહે છે કે જુઓ હું વહેલો આવુંછું ૩૧ તેથી તેની વાટ જો, જ્યાં સુધી કે તે ઉપરના પરમપવિત્રસ્થાનમાંથી બહાર આવીને વાદળોમાં ૩૨ પ્રગટ થાય, તેના પ્રમુખ્ય દુતની વાણીથી કે તેના રણશીંગડાના સુરથી ૩૩ તું જીવતો કે મુએલો હોય પણ તેની વાણી સાંભળે. ૩૪ ને ગગનમાં તેને મળવાને ખેંચી લેવાય એ માટે કે ત્યાર પછી, જ્યાં, વિશ્વાસનો અધિકારી તથા સંપૂર્ણ કરનાર ઇસુ ૩૫ જે દેવની જમણી ગમ બેઠેલો છે. તેવા પરમપવિત્રસ્થાનમાં આપણા અગ્રેસરની ૩૬ પાછળ નિર્ભયતાથી પ્રવેશ કરે.

---

૨૩. ૧ થેસ્સાં; ૧; ૧૦. ૨૪. યહુ; ૨૪. ૨૫. હેબ્રી; ૮; ૧૨. ૨૬. યોહા; ૫; ૨૪. ૨૭. હેબ્રી; ૬; ૧૯. ૨૮, લુક; ૧; ૧૦. ૨૯. ૧ યોહા; ૨; ૨૮. ૩૦. ૧ કરીં; ૧૬; ૨૨. ૩૧. પ્રક; ૨૨;૨૦. ૩૨. માર્ક; ૧૪; ૬૨. ૩૩. ૧ થેસા; ૪; ૧૬. ૩૪. યોહા; ૫; ૨૫; ૨૮. ૩૫. હેબ્રી; ૧૨; ૨. ૩૬. હેબ્રી; ૬; ૨૦.

# કૃપા.

પૃથ્વી પર જ્યારે પ્રભુનો કોપ પ્રગટ થયો ત્યારે તેણે ઘણી વખતે એવા કોપમાંથી ન્યાયી માણસોને બચાવ્યા. જેમ જળપ્રલય આવ્યા પહેલાં પ્રભુએ નુહને જણાવ્યું કે આ પેઢીમાં મેં તને ન્યાયી જોયો છે. ૧ તેથી નુહને બચાવ્યો.

સદોમ તથા ગમોરાહના નાશ વખતે પ્રભુની આગળ ઇબ્રાહીમે વિનંતી કીધી કે આખી પૃથ્વીનો ન્યાયાધિશ શું ન્યાય નહિ કરે ? શું દુષ્ટની સાથે પ્રભુ ન્યાયીઓનો પણ નાશ કરશે ? ૨ આ વખતે " નિરંતર અગ્નિદંડ સહન કરીને ઉદાહરણને સારૂ પ્રસિદ્ધ થએલાં"૩ તે શહેરોમાંથી, ન્યાયી લુત કે જે અધર્મીઓની ચાલથી દુઃખી થતો૪ હતો, તેને બચાવ્યો. પરંતુ સર્વકાળીક અગ્નિ જે સેતાન તથા તેના દુતોને સારૂ તૈયાર કીધેલો છે ૫ તેમાંથી દુષ્ટોનો કરેલો બચાવ હા કોપનાં છોકરાંનો, ૬ ઇસુખ્રીસ્તની માર્ફતે ઉદ્ધાર કરવો અને તેમને સર્વકાળીક નાશને બદલે સર્વકાળનું જીવન આપવું તે કૃપા, હા પ્રભુની નરી કૃપા સીવાય બીજું શું કહેવાય ?

ન્યાયાધિશોના જમાનામાં લોકો વારંવાર યહોવાહની દ્રષ્ટીમાં જે ભુંડું તે કરતા. આથી પ્રભુ તેમને કોઇ પરદેશી કે જુલમગાર રાજાના હાથમાં સોંપતો હતો.૭ તેના દુઃખના કારણે ઇસ્રાએલપુત્રો બહુ સંકટમાં આવી પડતા. સંકટમાં જ્યારે કષ્ટથી તેઓનાં હૃદય નરમ પડયાં, તેઓ લથડી પડયા ને સહાય કરનાર કોઇ ન રહ્યો ત્યારે તેઓ પોતાના સંકટમાં યહોવાહને પોકારતા ૮ તે વખતે પ્રભુ તેઓને દુઃખ-

---

૧. ઉત્પ; ૭; ૧. ૨. ઉત્પ; ૧૮; ૨૩. ૩. યહુ; ૭. ૪. ૨પીત; ૨; ૭. ૫. માત્થી; ૨૫; ૪૧. ૬. એફે; ૨; ૩. ૭. ન્યા; ૨; ૧૧; ૩; ૭; ૧૨. ૪; ૧; ૬; ૧. ૮. ગીત; ૧૦૭; ૧૨.

માંથી છોડાવવા "ન્યાયાધિશો ઉભા કરતો" ૯ આ ન્યાયાધીશની સાથે પ્રભુ હોવાથી તેમનો છુટકારો થતો ને દેશમાં શાંતી થતી. પરંતુ પહેલો આદમ જેના અપરાધથી મરણે પાપ તથા રાજ્ય કીધું, ૧૦ સઘળા માણુસ પર દંડનો ઠરાવ થયો એવી અવસ્થામાંથી છુટકો કરનાર બીજો આદમ (ઇસુ) ન્યાયાધિશ તરીકે ૧૧ ઉભો થાય એ કેવળ દેવની કૃપાથીજ છે. "કેમકે દેવે જગતપર એવડી પ્રિતી કીધી કે તેણે પોતાનો એકાકિજનિત્ત પુત્ર આપ્યો, એ સારૂ કે જે કોઈ તેના પર વિશ્વાસ કરે તેનો નાશ ન થાય પણ તે સર્વકાળનું જીવન પામે." ૧૨ પાપી માણુસ માટે આથી મોટી કૃપા કોણ બતાવશે?

હવે આપણે માનીએ છીએ, કે કામ કરનારનું વેતન કૃપારૂપ ગણાતું નથી; પણ રૂણ રૂપ ગણાય છે અને જે કામ નથી કરતો પણ અભકતને ન્યાયી ઠરાવનાર પર વિશ્વાસ કરે છે; તેનો વિશ્વાસ તેને સારૂ ન્યાયીપણાને અર્થે ગણાય છે. એ પ્રમાણે જે માણુસને દેવ કરણીઓ વિના ન્યાયી ઠરાવે છે. તેની ધન્યતા વિષે દાઉદ પણ કહે છે કે જેઓનાં અપરાધોની માફી થઈ, જેઓનાં પાપ ઢંકાયાં, જેનું પાપ પ્રભુ નહિ ગણે તે માણુસને ધન્ય છે." ૧૩ આ પ્રમાણે જ્યારે માણુસો કરણી વિના કેવળ ખ્રીસ્ત ઇસુપરના વિશ્વાસથી ન્યાયી ઠરે૧૪ અને તારણ પામે છે, એ તો પ્રભુની કૃપા સીવાય બીજું કંઇજ નથી. લખ્યું કે ન્યાયીને સારૂ કોઇ મરે નહિ, પરોપકારીને સારૂ કદાપી કોઇ મરવાની છાતી ચલાવે પણ દેવ આપણા પર પોતાનો પ્રેમ એમ પ્રગટ કરે છે કે આપણે પાપી હતા એટલામાં ખ્રીસ્ત આપણે સારૂ મરણ પામ્યો, ૧૫ ત્યારે આપણે હમણાં તેના લોહીથી ન્યાયી ઠરા-

---

૯. ન્યા; ૨; ૧૯. ૧૦. રૂમી; ૫; ૧૪. ૧૧. પ્રેરી; ૧૦; ૪૨. ૧૨. યોહા; ૩; ૧૬. ૧૩. રૂમી; ૪; ૪–૮. ૧૪. રૂમી; ૩; ૨૮. ૧૫. રૂમી; ૫; ૯.

પામ્યા છીએ તો તેની માર્ફતે ક્રોધથી કેટલા વિશેષ બચીશું ? કેમકે જ્યારે આપણે શત્રુ હતા ત્યારે દેવે પોતાની સાથે તેના દિકરાના મરણે કરીને આપણો મિલાપ કરાવ્યો તો મિલાપ થયા પછી તેના જીવનને લીધે કેટલા વત્તા બચીશું ! ૧૬ કેમકે દેવ ખ્રીસ્તમાં પોતાની સાથે જગતનો મીલાપ કરાવતાં તેઓપર તેઓના અપરાધો ગણુતો નથી. ૧૭ એટલુંજ નહી પણ ખ્રીસ્તના એલચીઓને આસરે દેવ વિનંતી કરતો હોય તેમ ખ્રીસ્તને વાસ્તે આજીજી કરવામાં આવે છે કે દેવની સાથે મિલાપ કરો. કેમકે જેણે પાપ જાણ્યું ન હતું તેને તેણે આપણે વાસ્તે પાપરૂપ કીધો એ સારૂ કે આપણે તેનામાં દેવના ન્યાયી-પણારૂપ થઈએ. ૧૮

આ પ્રમાણે પાપી માણસોના તારણને સારૂ દેવે પોતાની કૃપા પ્રગટ કરેલી છે. અને આપણા અંતઃકરણમાં દેવનો પ્રેમ વહેવાડેલો છે.૧૯ જો કે પ્રભુ ઉંચામાં ઉંચો તથા બુલંદ જેનું નામ સનાતન કાળવાસી તે ઉંચ સ્થાને રહે છે ૨૦ ત્યાંથી આ કૃપાનો ઝરો નિકળ્યો છે; કેમકે આપણા સર્વ ઝરા તેનામાં છે. ૨૧ તેજ તારણનો ઝરો છે. જેણે જગત ઉપર પ્રીતી કરીને પોતાનો એકાકિજનિત પુત્ર આપ્યો૨૨ તે દેવના પુત્ર વિષે લખ્યું છે કે "તમે આપણા પ્રભુ ઇસુખ્રીસ્તની કૃપા જાણોછો કે તે ધનવાન છતાં આપણે સારૂ દરિદ્રી થયો એ સારૂ કે તમે તેના દરિદ્રથી ધનવાન થઈ જાઓ. ૨૩ આ તારનાર, ખોવા-એલું શોધવા તથા તારવા સારૂ આવ્યો,૨૪ તે દાણી તથા પાપીઓ-નો મિત્ર થયો. ૨૫ જેની સંગતથી દાણીઓ તથા કસ્બેણો દેવના રાજ્યમાં પ્રવેશ કરનાર થઈ શકયાં ૨૬ જો કોઈ પાપીઓમાં પોતાને

---

૧૬. રૂમી; ૫; ૧૦. ૧૭. ૨કરીં; ૫; ૧૯. ૧૮. ૨કરીં; ૫; ૨૦–૨૧. ૧૯. રૂમી; ૫; ૫. ૨૦. યશા; ૫૭; ૧૫. ૨૧. ગીત; ૮૭; ૭. ૨૨. રૂમી; ૮; ૩૨. ૨૩. ૨કરીં; ૮; ૯. ૨૪. લુક; ૧૯; ૧૦. ૨૫. માત્થી; ૧૧; ૧૯. ૨૬. માત્થી; ૨૧; ૩૧.

મુખ્ય ધારે, ૨૭ અથવા છાતી કુટતાં ૨૮ નિચ પોતાને ધારે તેઓએ યાદ રાખવું કે ભ્રષ્ટ પાપીઓને ત્યાં ઇસુ વિશેષ ગયો. અને તેમને ઘેર તારણ પહોંચાડયું. ૨૯

યર્દનનાં પાણી પહેલાં ઘુંટી સમાં, પછી ઘુંટણ સમાં, પછી કમ્મર અને છેવટે એવાં તરામણાં થયાં કે કોઇ આરપાર જઇ શક્યાં નહિ. તેના કાંઠાનાં સઘળાં ઝાડ તથા વનસ્પતિ લીલાં તથા ફળ આપનાર થયાં અને તે પાણીમાં આવેલાં સર્વ મૃત માછલાં જીવતાં થયાં૩૦ એ પ્રમાણે પ્રભુ ઇસુખ્રીસ્તની માર્ફતે જે કૃપા પ્રગટ થએલી છે તેથી પાપો તથા અપરાધોમાં મુએલાં જીવતા થાય છે, ૩૧ સુકાં હાડકાંને સ્નાયુ, માંસ અને ચામડી આવે છે. હા તે પવનના પ્રબોધથી જીવતાં થઇ પોતાને પગે ઉભાં રહે છે ને ચાલવા લાગે છે. ૩૨ હા કોપનાં છોકરાં, પવિત્રઆત્માને પ્રતાપે આબા બાપ એવી હાંક મારે છે. ૩૩ તેથી આ કૃપાના સમયમાં જો કોઇ તરસ્યો હોય તો તે ઇસુ પાસે આવે, ને ઇસુ તેને જીવતું પાણી મફત આપે છે. ૩૪ દેવ જે દયામાં આનંદ માનનાર ૩૫ તેણે જે કૃપા અનાદિકાળથી ખ્રીસ્ત ઇસુમાં હતી ૩૬ તે પાપીઓને સારૂ પ્રગટ કરી છે જેનું ભરપુરપણું વધારેને વધારે થતું જાય છે. તેને શરણે આવેલા યોહાને લખ્યું છે કે “અમે સર્વ તેના ભરપુરીપણામાંથી કૃપા પર કૃપા પામ્યા. ૩૭ હા” નિયમશાસ્ત્ર મુસાની માર્ફતે અપાયું પણ કૃપા તથા સત્યતા ઇસુખ્રીસ્તની માર્ફતે થઈ ૩૮ પ્રભુની કેટલી રહેમ કે જ્યાં પાપ અધીક થયું ત્યાં તેણે કૃપા પણ વિશેષ પ્રગટ કરી. ૩૯

એલીશાના નોકરે જ્યારે તેમને ઘેરી લેનાર સૈન્ય જોયું ત્યારે

---

૨૭. ૧ તીમો; ૧; ૧૫.૨૮. લુક; ૧૮; ૧૩.૨૯. લુક; ૧૯; ૯. ૩૦. હેજ; ૪૭; ૧–૧૨. ૩૧. એફે; ૨; ૧. ૩૨. હેજ; ૩૭. ૩૩. રૂમી; ૮; ૧૫. ૩૪. યોહા: ૭; ૩૭; ૪; ૧૪. ૩૫. મીખા; ૭;૧૮. ૩૬. ૨ તીમો; ૧; ૯. ૩૭. યોહા. ૧. ૧૬. ૩૮. યોહા; ૧; ૧૭. ૩૯. રૂમી; ૫; ૨૦.

ગભરાટથી બૂમ પાડવા લાગ્યો, પણ એલીશાની પ્રાર્થનાથી તેની આંખ ઉઘડી ગઇ, ને રક્ષણ કરનાર પ્રભુની સેના, હા અગ્નિરથ તથા સ્વારો જોઈ તેનું મન શાંત તથા નિર્ભય થઈ ગયું! ૪૦ શું તું ઘેરી લેનાર પાપ ૪૧ તથા ગળી જવા સારૂ ગર્જતા સિંહથી ૪૨ બીએ છે? જો કોઇ પ્રભુની કૃપામાં રહેલો છે, તેણે પ્રભુની કૃપા તરફ નજર કરવી. જેમ જેમ પ્રભુનો પ્રેમ તથા તેની કૃપા વિષે આપણે જાણીતા થઈશું તેમ તેમ આપણી સલામતી વિશેષ માલૂમ પડશે. હા, આપણે એવા રક્ષકના હાથમાં માલૂમ પડીશું કે જેના હાથમાંથી આપણને કોઇ છીનવી લઇ શકતું નથી. ૪૩

આ કૃપાના પ્રગટ કરનાર ઇસુ વિષે જો કોઇ પોતાની કલ્પનાથી, માળી, ૪૪ પરદેશી ૪૫ કે ભવિષ્યવાદીઓમાંના એક ૪૬ જેવો ધારશે ત્યાં સુધી તેની સલામતી ખરી નથી. માત્ર તેને ઓળખવાથીજ ૪૭ માણસોને ખરો લાભ મળે છે. તે સર્વ પ્રકારની કૃપાનો ઝરો છે. જે કોઈ શ્રદ્ધા રાખી તેની પાસે આવે છે, તેને અડકે છે, ને આગ્રહથી પોતાને ત્યાં તેને નોતરે છે તે સર્વને માટે તેનામાંથી પરાક્રમ નિકળે છે. ૪૮ તે જેમ ગઇ કાલે તેમજ આજે તથા સદાકાળ સુધી તેવોને તેવોજ છે ૪૯ કે જેનાથી પ્રગટ થએલી કૃપાના ભરપુરપણામાંથી પાપીઓ કૃપાપર કૃપા પામી શકે છે. તેના પવિત્ર નામની સ્તુતિ થાઓ. આમીન.

સુલેમાનના વખતમાં સોનું તથા રૂપું એટલે સુધી વધી ગયું કે તે પત્થરના પાડ સમાન થઇ ગયું ૫૦ અને હીજક઼ીયાહની પાસે આવેલા મરોદખ–બાલખદાનના માણસોને પોતાનો સઘળો ખજાનો બતાવ્યો

---

૪૦. ૨રા. ૬; ૧૫–૧૭. ૪૧. હેબ્રી; ૧૨; ૧. ૪૨. ૧ પીત; ૫; ૮. ૪૩. યોહા; ૧૦; ૨૮–૨૯. ૪૪. યોહા; ૨૦; ૧૫. ૪૫; લુક; ૨૪; ૧૮. ૪૬. માત્થી; ૧૬; ૧૪. ૪૭. માત્થી; ૧૬; ૧૫—૧૭. ૪૮. માત્થી; ૧૪; ૩૬; લુક; ૬; ૧૯. ૪૯. હેબ્રી; ૧૩; ૮. ૫૦. ૧રા. ૧૦; ૨૭.

એટલે સુધી કે ન બતાવી એવી એકે વસ્તુ બાકી રહી નહિ, ૫૧ તેમજ પ્રભુએ પણ પ્રભુ ઈસુખ્રીસ્તમાં પોતાની અધીક કૃપા જાહેર કીધી છે. એટલે સુધી કે "દેવ પ્રીતિ" તરીકે જાહેર થયો છે. ૫૨ હરેક માણસ ખ્રીસ્તની પ્રિતીની ચોડાઇ તથા લંબાઇ તથા ઉંડાણુ તથા ઉંચાણ કેટલાં છે તે તમે સમજી શકો ને ખ્રીસ્તની પ્રીતિ જે જાણ્યા કરતાં અધિક છે તે પણ તમે જાણી શકો. કે જેથી તમે દેવના સર્વ ભરપૂરપણામાં ભરપુર થાઓ. ૫૩

## કૃપાની વધામણી કે સુવાર્ત્તા.

આરામના રાજા બેનહદાદે પોતાનું સઘળું સૈન્ય એકઠું કરીને સમરૂનને ઘેરો ઘાલ્યો તેથી એવો ભયંકર દુકાળ પડગો કે ગધેડાની મુંડી એંસી રૂપિએ અને પા માપ કબુતરની અઘાર પાંચ રૂપિએ વેચાવા લાગી; મા, કે જે પોતાનાં વહાલાં બાળકને વિસરતી નથી તેની આંખ પોતાના બાળકો પ્રત્યે ભુંડી થઈ અને તેમને ખાવા લાગી. આવા ભયંકર દુકાળમાં એલીશા ભવિષ્યવાદીની માર્ફતે પ્રભુના કહેવા મુજબ બીજે દિવસે સવારે એક માપ મેંદો એક સેકેલને બે માપ જવ એક સેકલે મળનાર હતું. પણ બહાર અરામીઓની છાવણીને લીધે આ વાત બનશે એવું રાજાના સરદારનું માનવું ન્હોતું છતાં પ્રભુ, જે પોતાનાં વચન પુરાં કરવા સબંધી જાગૃત તથા સમર્થ છે. તેણે મોટા તથા ભયંકર અવાજોથી ઘેરનાર સૈન્યને નસાડી મુકયું. જેથી તેઓ સઘળા, છાવણી જેમ હતી તેમ મુકીને નાસી ગયા. હવે ચાર કોઢી માણસો અંદરના સખત દુકાળથી કંટાળીને દરવાજા બહાર નિકળ્યા અને જૂઓ સઘળી છાવણી એમની એમજ હતી. આથી તેઓએ તંબુઓમાંથી સોનું, રૂપું તથા વસ્ત્રો લઈ સંતાડયાં. પણ

---

૫૧. યશા; ૨૯; ૨. ૫૨. ૧ યોહા; ૩; ૧૬. ૫૩. એફે; ૩; ૨૮–૧૯

માંહોમાંહે કહ્યું કે આપણે ઠીક નથી કરતા, આ વધામણીનો દિવસ છે, ને આપણે ચુપ રહ્યા છીએ, ચાલો આપણે અંદર જઇએ અને ખબર આપીએ. તે પ્રમાણે તેઓએ શહેરમાં આવી ખબર આપી. આથી દુકાળમાં પીડાતા લોક બ્હાર નિકળ્યા, પુષ્કળ અનાજ તેઓને મળ્યું અને તેઓ સઘળા જીવતા રહ્યા.૧

હવે પાપ તથા સેતાનની ગુલામીના કારણે મનુષ્ય જે દુઃખદાયક હાલતમાં આવી ગયાં અને શ્રાપ તથા નાશજોગ સ્થીતિને લાયક થઈ ચુક્યાં. તેમને સમાં કરનાર તથા સેતાનથી જે પીડાએલાં તેમનો છુટકો કરનાર ૨ ઇસુ પાપીઓને સારૂ મરણ પામ્યો. લાકડા પર તેણે તેઓનાં પાપ માથે લીધાં, ૩ ને પાપોના નિવારણને સારૂં પોતાનું લોહી વહેવડાવ્યું ૪ એમ તેણે સર્વકાળીક ખંડણી મેળવી. ૫ હવે મરણનું પરાક્રમ રાખનાર એટલે સેતાનનો નાશ કરવા ૬ તેણે સેતાનને જીત્યો તથા તેનું માથું છુદયું છે. ૭ કેમકે બળવાનને બાંધ્યા સીવાય તેનો માલ તથા હવેલી લૂંટી શકાય નહી. ૮ હવે ખ્રીસ્તના મરણથી, મરણ નિરર્થક થયું છે. અને સુવાર્તાથી જીવન તથા અમરપણું પ્રકાશીત ૯ થયું છે, માટે મરણ તથા નાશજોગ થએલા મનુષ્યો સ્વર્ગમાં બાપની હજુરમાં જવાને લાયક થઈ શકે, તે માટે પ્રભુ આપણો રસ્તો, સત્ય તથા જીવન છે. ૧૦ હવે ઇસુથી સર્વ બંદીવાન ૧૧ છુટકો પામી શકે, ભારથી લદાયલા વિસામો પામે, ૧૨ માંદા સાજા થાય, ખોવાએલાં, હાંકી મૂકાયલાં ખરા ભરવાડનાં ટોળામાં લવાય, પાપ તથા અપરાધમાં મૂએલા સજીવન થાય, અને નાશને બદલે જીવન પામી સર્વકાળનાં વારસ થાય. પાપીઓને માટે આથી

---

૧. ૨૨ા. ૬;૨૪—૭ અ૦ ૨. પ્રેરી; ૧૦, ૩૮. ૩. ૧ પીત; ૨; ૨૪. ૪. માત્થી; ૨૬; ૨૮. ૫. ૧ તીમો; ૨; ૬. ૬. હેબ્રી; ૨; ૧૪. ૭. ઉત્પ; ૩; ૧૫. ૮. લુક; ૧૧; ૨૧—૨૨. ૯. ૨ તીમો. ૧; ૧૦. ૧૦. યોહા; ૧૪; ૬. ૧૧. લુક; ૪; ૧૮. ૧૨. માત્થી; ૧૧; ૨૮; ૨૯

બીજી કેવી ખૂશ ખબર જોઇએ?

પાપીઓના તારનાર ઇસુના જન્મ વખતે દુતોએ ભરવાડને વધામણી કહી કે "જૂઓ મોટા આનંદની સુવાર્તા હું તમને સંભળાવુંછું કે તમારે સારૂ એક તારનાર જન્મ્યો છે ૧૩ પણ હવે તો આ મોટા આનંદની સુવાર્તા આખા જગત પર સર્વ દેશનાઓને ૧૪ સારૂ પ્રસિદ્ધ કરવામાં આવે છે. આવો, બધુ તૈયાર છે, ૧૫ જેને તરસ લાગે તે આવે ને ચાહે તે જીવનનું પાણી મફત લે. ૧૬

પાપીઓને હવે પોતાના પાપનો છૂટકારો પામવા કોઈ મોટું તથા મહાન કાર્ય કરવાનું રહ્યું નથી, પણ પ્રભુ ઈસુ ખ્રીસ્તના નામ પર વિશ્વાસ કરવાનો છે. "વિશ્વાસ" દરેક દેશ તથા કોમને અનુકુળ થઇ પડે એવો સ્હેલો રસ્તો છે, કે "પ્રભુ ઈસુ ખ્રીસ્તપર વિશ્વાસ કર" ૧૭ આ આખા જગત પર સર્વને સ્વીકારવા લાયક વાત છે.

હવે ઉંઘનાર જાગ ૧૮ જેમ બારણું પોતાના મિજાગરામાં ફર્યા કરે છે. તેમ તું આમતેમ શા માટે લોટયા કરે છે! થોડીવાર નિંદ્રા, થોડીવાર ઉંઘ એમ કરવાથી તો તારૂં દારિદ્ર લુંટારાની પેઠે આવી પડશે. ૧૯ જો, રાત ઘણી ગઇ છે, દીવસ પાસે છે ૨૦ તું-છુટ ને ખ્રીસ્ત તને પ્રકાશ આપશે. ૨૧ તે બારણા આગળ ઉભો રહીને ઠોકે છે, જો તું તેને સારૂં ઉઘાડશે તો મહિમાનો પ્રભુ માંહે આવશે ને તારી સાથે જમશે ને તું પણ તેની સાથે જમનાર થશે. ૨૨

---

૧૩. લુક; ૨; ૧૧. ૧૪. માર્ક; ૧૬; ૧૫. ૧૫. માત્થી; ૨૨; ૪. ૧૬. પ્રક; ૨૨; ૧૭. ૧૭. પ્રેરી; ૧૬; ૩૧. ૧૮. ૧ થેસા; ૫; ૬. ૧૯. દ્રષ્ટાં; ૨૬; ૧૪. ૨૦. રૂમી; ૧૩; ૧૧. ૨૧. એફે; ૫; ૧૪. ૨૨. પ્રક; ૩; ૨૦.

જેવું તરસ્યા જીવને ટાઢું પાણી તેવીજ દુર દેશથી આવેલી આ સારી ખબર ૨૩ તારે માટે નથી શું? આ તારનાર સબંધીની વધામણી એક દુતે પ્રગટ કરી ત્યારે વાતના આનંદમાં ઘણા દુતો આવીને તેની સાથે ગાયન કરવા લાગ્યા. ૨૪ તો આ વધામણી કેટલી મોટી અને અગત્યની હશે વારૂ? જો કૃપાના પ્રગટ કરનાર ઈસુનો જન્મ એ મહા આનંદની વાત હતી. તો જ્યારે તેણે મરણ પામીને તારણનું કામ સંપુર્ણ કીધું. જેમાં નિહાળી જોવાને દુતો પણ ચાહે ૨૫ એ આપણે સારૂં કેવા મોટા આનંદની વાત છે! યહુદાહ રાજ્યના નાશ પહેલાં પ્રભુને પોતાના વતન પર દયા આવવાથી મોટે મળશકે ભવિષ્યવાદીઓને મોકલ્યા. ૨૬ એમજ સર્વકાળીક નાશ પ્રગટ થવા પહેલાં પ્રભુએ જગત પર પ્રીતી કરી અને પોતાના પુત્રને મોકલ્યો. એ માટે કે જે કોઈ તેના પર વિશ્વાસ કરે તેનો નાશ ન થાય પણ તે સર્વકાળનું જીવન પામે ૨૭.

બેથલેહેમના કુવાના પાણીને સારૂં દાવિદનો જીવ તલપતો હતો તેથી ત્રણ યોદ્ધાઓ પોતાનો જીવ હાથમાં લઇ શત્રુની છાવણી મધ્યે થઇ તે પાણી દાવિદને લાવી આપ્યું. પરંતુ જીવને સાટે આણેલા પાણીને ન પીતાં તે યહોવાહની આગળ રેડી દીધું ૨૮ તો ઈસુ કે જેણે જીવને સાટે તો શું પણ પોતાનો જીવ આપીને માણસને સારૂં તારણ સિદ્ધ કર્યું તેનો ખ્યાલ ન કરે એવો મૂર્ખ કોણ થાય વારૂં?

હાગાર પોતાના તરસથી મરતા છોકરાનું મરણ ન જોવાને મ્હો અવળુ ફેરવી બેઠી હતી, પણ જ્યારે તેને પાણીનો ઝરો બતા-

---

૨૩. પ્રક્ષાં; ૨૫; ૨૫. ૨૪. લુક; ૨; ૧૩. ૨૫; ૧;પીત;૧; ૧૨. ૨૬. ૨કાલ; ૩૬; ૧૫. ૨૭. યો; ૩; ૧૬. ૨૮. ૧ કાલ; ૧૧; ૧૯.

ચવામાં આવ્યો ત્યારે તે ઉઠી, ને તેમાંનું પાણી છોકરાને પાયું ને છોકરો જીવ્યો ૨૯ હવે નાશ પામતાં પાપીઓને સારૂ પણ દેવે ખ્રીસ્ત ઇસુમાં તારણનો ઝરો ઉઘાડેલો છે. જે કોઇ તરસ્યો હોય તેને ઇસુ પોતાની પાસે બોલાવે છે. એ માટે કે તે તેઓને જીવતું પાણી આપે ૩૦.

જો કોઇ પ્રભુ ઇસુથી પ્રગટ થએલી કૃપા ખરેખર પામેલો છે. તો તેણે પોતાનાં સગામાં ઇસુએ તેને સારૂ કેટલું બધું કર્યું છે તે કહેવું ૩૧ પણ હમણાં વેતન લેનાર મજુરો ૩૨ ને લીધે ગાગર પડતી મૂકી ૩૩ વધામણીને સારૂ દોડનારા ક્યાં છે? કોણ એવો છે કે જેને પ્રભુનું વચન પાછું રાખતાં આગ સળગી ઉઠે છે. અને હાય હાય થાય છે." ૩૪ એવા માણસોને પ્રભુ આજે પણ પોતાની સેવાને સારૂ મોકલવાને આતુર છે પ્રભુ કહે છે હું કોણને મોકલું! શું તમે એમ કહોછો કે પ્રભુ હું આ રહ્યો મને મોકલ! ૩૫

## કૃપાના મહાન કાર્યો.

તમે આપણા પ્રભુ ઇશુ ખ્રીસ્તની કૃપા જાણોછો કે તે ધનવાન છતાં દરિદ્રી થયો એ માટે કે તમે તેના દરિદ્રથી ધનવાન થાઓ ૧.

## "પાપોની માફી."

• નિયમશાસ્ત્રના અમલમાં, માણસ ગુન્હા કે પાપ કરે ત્યારે પોતાના બચાવને સારૂ ઠરાવ મુજબ અર્પણ કરે જનાવરના માથા પર ગુનેગારના પાપ મુકાવાથી તેનું લોહી વહેવરાવવામાં આવતું અને પાપ મૂકાયલા યજ્ઞ પશુના મરવાથી માણસને માફી મળતી.

---

૨૯. ઉત્પ; ૨૧; ૧૯. ૩૦. યોહા; ૭; ૩૭. ૩૧. માર્ક; ૫; ૧૮-૨૦ ૩૨. મીખા; ૩; ૧૧. ૩૩. યોહા; ૪; ૨૮. ૩૪. યર્મી; ૨૦; ૯. ૩૫. યશા; ૬; ૮. ૧. ૨કરીં; ૮; ૯.

નિયમશાસ્ત્રના અમલમાં જીવન પર્યંત એજ પ્રમાણે દેવની સહનતામાંર માફીનો રસ્તો હતો.

પણ હવે તો દેવનું હલવાન જે આખા જગતનું પાપ હરણ કરે છે ૩ તેણે લાકડાં પર આપણાં પાપ માથે લીધાં ૪ ને ઘણાં-ઓના પાપોને સારૂ ૫ તેનું લોહી વહેવડાવવામાં આવ્યું જે આજ સુધી વિશ્વાસ કરનારનાં પાપ માફ કરવા તથા તેમને સર્વ અન્યાયથી ૬ તથા નિર્જીવ કામોથી શુદ્ધ કરવાને ૭ શક્તિમાન છે. જ્યારે મનુષ્ય પોતાને પાપી તથા ગુન્હાથી લદલાયલો જાણી છાતી કુટે છે. ત્યારે વધસ્તંભ તેને પ્રકાશ આપે છે, યોનાથાને લાકડીની ટોચથી થોડું મધ ચાખ્યું ત્યારે તેની આંખમાં તેજ આવ્યું ૮ પણ વધસ્તંભ રડતા પાપીની આંખનો ઝરો લોહી નાંખે છે. તેને જાહેર થાય છે કે મારાં પાપની સજા મારા તારનારે ભોગવી છે, ૯ મારાં પાપોને સારૂ તેનું લોહી વહ્યું છે, મારા જામીને ૧૦ મારૂં બધું દેવું વાળ્યું છે. અને હવે ઇસુમાં તેના લોહીને આસરે તેની કૃપાની સંપત પ્રમાણે મને ઉદ્ધાર એટલે પાપની માફી છે. ૧૧.

ઇબ્રાહિમ તથા અયુબની સંપત્તિ લેખી શકાય, નામાનના દ્રવ્ય-ની ગણના થઇ શકે પણ ખ્રીસ્તની અશોધ્ય સંપતની તુલના કોણ કરી શકે! તેની પ્રીતી જેમ જાણ્યા કરતાં અધિક છે ૧૧ તેમ તેની સંપત પણ જાણ્યા કરતાં અધિક છે. માણુસ જાતનાં પાપની માફી આ તેની સંપત પ્રમાણે છે.

મંદિરના ભંડારમાં જેમની પાસે ઘણું હતું તેઓ ઘણું નાખતા પણ એક વિધવા એની પોતાની પાસે જે હતું તે બધું નાખ્યું ૧૩

---

૨. રૂમી; ૩; ૨૫. ૩. યોહા; ૧; ૨૯. ૪. ૧ પીત; ૨; ૨૪. ૫. માત્થી; ૨૬; ૨૮. ૬. ૧ યોહા; ૧; ૯. ૭. હેબ્રી; ૯; ૧૪. ૮. ૧ સામુ; ૧૪; ૨૯. ૯. યશા; ૫૩; ૫. ૧૦. હેબ્રી; ૭; ૨૨. ૧૧. એફે; ૧; ૭. ૧૨. એફે; ૩; ૧૯. ૧૩. લુક; ૨૧: ૧—૪.

તો શું દેવ પાપોની માફી તેની કૃપાની સંપતિ પ્રમાણે નહી આપે! જેની સંપત ઘણી હતી એવો શ્રીમંત ગરીબોને બધું આપવાને દલગીર થયો. ૧૪ પણ આપણો કૃપાળુ પ્રભુ એવો નથી, તેની પ્રીતી બેહદ છે. જો તેણે પોતાનો પુત્ર આપણે સારૂં આપ્યો તો બીજું શું કૃપારૂપે નહિ આપે! ૧૫ આ માફીનો સુમાર શી રીતે કલ્પી શકાય! હઝકીયાની પાસે આવેલા મરોદાખ—બાલઅદાનના મનુષ્યોને જેમ તેણે પોતાની બધી મિલ્કત, ખજાનો બતાવ્યાં, કંઇજ બાકી ન રહેવા દીધું ૧૬ એમજ જે કોઈ પસ્તાવો તથા વિશ્વાસ કરી આપણા તારનારને શરણે આવે છે. તેને પ્રભુની કૃપાનો ભંડાર જાહેર કરાય છે. માણસોની માફક પસ્તાવીકોનાં પાપ પ્રભુ પોતાની નોંધમાં યાદિ તરીકે લખતો નથી. અને તેમના હિતને પ્રસંગે સ્મરણ કરતો નથી પણ તે આપણાં પાપઃ—

વાદળની પેઠે ભુંસી નાખે છે ૧૭ તેને કોણ લખી શકે?

સમુદ્રના ઉંડાણમાં ફેંકે ૧૮ ત્યાંથી કોણ કાઢી શકે?

હા પૂર્વ જેટલું પશ્ચિમથી દુર છે તેટલાં તેણે આપણાં અપરાધોને દુર કર્યાં ૧૯ તો કોણ લાવી શકે?

હા, તે પોતાની પીઠ પાછળ આપણાં ૨૦ પાપ નાખે તો દેવની આગળ તેને કોણ ફરી ધરે!

અહા, નિયમના અમલમાં ઉપર મુજબની માફી પ્રભુએ પોતાની સહનતામાં આપી તો હવે પ્રભુ ઇસુખ્રીસ્તના લોહીને લીધેઃ—

આદમથી મુસા સુધીના વિશ્વાસ કરનારના અપરાધોની માફી થઇ છે.

મુસાથી માંડી ખ્રીસ્ત સુધી નિયમશાસ્ત્રનાં પાપ ઢંકાય છે.

---

૧૪. માત્થી; ૧૯; ૨૨. ૧૫. રૂમી; ૮; ૩૨. ૧૬. યશા; ૩૯; ૨. ૧૭. યશા; ૪૪; ૨. ૧૮. મીખા; ૭; ૧૯. ૧૯. ગીત; ૧૦૩; ૧૨. ૨૦ યશા; ૩૮; ૧૭.

અને ખ્રીસ્ત ઇસુપર વિશ્વાસ કરનારનાં પાપ પ્રભુ ફરી ગણતો નથી. ૨૧ કેમકે તેની કૃપાની સંપત પ્રમાણે આપણને ઉદ્ધાર એટલે પાપની માફી છે.

ઉડાઉપુત્રે કહ્યું કે હું જઇશ ને મારા બાપને કહીશ કે બાપ મેં આકાશ સામે તથા તારી સામે પાપ કીધું છે ને હવે તારો દિકરો કહેવાવા લાયક નથી, પણ બાપે તેને વેગળેથી જોઈ, મ્હો ન મરડતાં દોડીને તેને ભેટયો. અને પુત્ર તરીકે પોતાના ઘરમાં અંગીકાર કર્યો. આ વખતે દિકરાનો ઘણો હર્ખ હશે પણ શાસ્ત્રમાં બાપનો હર્ખ પ્રગટ થયો છે. ૨૨ કેમકે દીકરાના કહેવા પ્રમાણે નહી પણ બાપની કૃપા પ્રમાણે તેણે માફી બક્ષી છે.

ઓનેસીમસ, ફીલીમોનના ઘરમાં નુકસાન કરીને નાસી ગયો ત્યારે ઇન્સાફની રૂએ તે નુકશાન ભરી આપવા તથા સજા પામવા લાયક ઠર્યો. પણ જ્યારે તે રૂમશહેરમાં પાઉલને મળ્યો અને પાઉલે તેને પ્રભુની વાતો સમજાવવાથી તેના દીલમાં બદલાણ થયું. હવે તે પસ્તાવીક તથા વિશ્વાસુ થવાથી ફરી પોતાના શેઠ ફીલીમોન પાસે પાછો ગયો. પાઉલે ફિલીમોનને ઓનેસીમસ વિષે લખ્યું કે મેં તેને મારા બંધનમાં જન્માવ્યો, હવે તું ઓનેસીમસને દાસ તરીકે નહિ પણ ભાઇ તરીકે ગણ. અને જો તેણે તારો કંઇ અન્યાય કીધો તો તે મારે ખાતે માંડ, હું વાળી આપીશ ૨૩ એવી રીતે જે કોઇ પાપી, પસ્તાવો તથા વિશ્વાસ કરી ઇસુને શરણે આવે છે. તેનાં સઘળાં પાપો ઇસુખ્રીસ્તના લોહીમાં માફ કરાય છે. કેમકે પ્રભુ ઇસુ પોતાને શરણે આવનારનો જામીન છે. ૨૪ જ્યારે દેણદારને લેણદાર પાસેથી બધી

---

૨૧. રફરી; ૫; ૨૧. ૨૨. લુક; ૧૫; ૩૨. ૨૩. ફીલીમો;૧૮,૧૯. ૨૪. હેબ્રી; ૭; ૨૨.

રકમ વસુલ થાય છે ત્યારે તેનું ખત ફાડી નાખવામાં આવે છે. અથવા જો ગરીબ માણસનો ધનવાન જામીન થાય છે તો જામીન થનારને બધું ભરી આપવું પડે છે. એજ પ્રમાણે વિશ્વાસ કરનારનો જામીન આપણો પ્રભુ ઇસુ થયો છે. માટે હવે ઇસુને શરણે આવેલાના અપરાધો ફરી ગણાતા નથી. ૨૫ ભલે મનુષ્યો, રોજની રોટલીની ૨૬ માફક અથવા મેજપરથી પડેલા ટુકડાની માફક ૨૭ પાપોની માફી માગે પણ માફીતો "એમાં એના લોહીને આસરે ને વળી પ્રભુની કૃપાની સંપત પ્રમાણે છે, ૨૮ ભલે સીમોન ફરોષીને અદેખાઇ આવે ૨૯ પણ જેને પાપ માફ કરવાનો અધીકાર છે ૩૦ તે પસ્તાવીકોને સર્વ પાપોની માફી બક્ષે છે. અને જે કોઈ કૃપાની સંપત પ્રમાણેની માફી જાણશે તે પ્રભુ પર પ્રેમ વધારે કરશે. પણ સ્વાભાવિક છે કે થોડી માફી જાણનાર પ્રેમ થોડો કરે ૩૧ શાસ્ત્રમાં તો સાફ લખ્યું છે કે—

"જેમ દેવે ખ્રીસ્તમાં તમને માફ કીધું" ૩૨ "તેણે તમારા સર્વ અપરાધો માફ કરીને" ૩૩.

"ખ્રીસ્ત ઇસુમાં જેઓ છે તેઓને દંડાગ્નાનથી" ૩૪ "માણસના દિકરા પર જે વિશ્વાસ કરે છે તે અપરાધી ઠરતો નથી" ૩૫ "બાળકો, તેના નામને લીધે તમારાં પાપ માફ થયાં છે" ૩૬ આવી રીતે પ્રભુની કૃપાની સંપત પ્રમાણે ઉદ્ધાર એટલે પાપોની માફી પ્રગટ કરેલી છે.

---

૨૫. રફરો; ૫; ૧૯. ૨૬. લુક; ૧૧; ૩. ૨૭ માત્થી; ૧૫; ૨૭ ત્યા; ૧; ૭. ૨૮. એફે; ૨; ૭. ૨૯. લુક ૭; ૩૯. ૩૦. માર્ક; ૨; ૧૦. ૩૧. લુક; ૭; ૪૭. ૩૨. એફે; ૪; ૩૨. ૩૩. કલો; ૨; ૧૩. ૩૪. રૂમી; ૮, ૧. ૩૫. યોહા; ૫; ૨૪. ૩૬. ૧ યોહા; ૨; ૧૨.

## "ન્યાયી ઠરવું"

"તે આપણા અપરાધોને સારૂ મરણ પામ્યો ને ન્યાયીકરણને સારૂ પાછો ઉઠયો "૧

મુસાની માર્ફતે આપવામાં આવેલા નિયમશાસ્ત્રના પ્રવેશથી હરેક મહોડું બંધ કરાય છે ને આખું જગત દેવની આગળ દોષીત ઠરે છે. ૨ તો નિયમની કરણીઓથી કોઇપણ માણસ ન્યાયી ઠરી શકતું નથી. ૩ પણ જે કૃપા ઇસુખ્રીસ્તથી પ્રગટ કરાઈ છે. તે એવી છે કે "જગતને અપરાધી ઠરાવવા સારૂ દેવે પોતાના દિકરાને જગતમાં નથી મોકલ્યો" ૪ પણ..."તેના પર જે વિશ્વાસ કરે છે તે અપરાધી ઠરાવાતો નથી" ૫ હા, "જેઓ ખ્રીસ્ત ઇસુમાં છે તેઓને દંડાજ્ઞા નથી"૬ શા કારણથી ખ્રીસ્ત ઇસુમાં જેઓ છે તેઓને દંડાજ્ઞા નથી! કારણ-તો એજ છે કે "તે આપણાં અપરાધોને લીધે પરાધીન કરાયો, ને આપણા ન્યાયીકરણને સારૂ પાછો ઉઠાડવામાં આવ્યો"

જેઓનાં પાપ પ્રભુ ઈસુમાં માફ થયાં છે. તેઓને પ્રભુ અપ-રાધી ઠરાવતો નથી. પણ તે ન્યાયી ઠરાવે છે. પાઉલ લખે છે કે હું જે છું તે દેવની કૃપાથી છું કેમકે હું પહેલાં દુર્ભાષણ કરનાર, નિંદક એવો હતો પણ તેણે મને હવે વિશ્વાસુ ગણીને સેવામાં રાખ્યો છે.૭

કરીંથીઓને પાઉલ લખે છે કે "અન્યાયીઓ દેવના રાજ્યનો વારસો પામશે નહિ; તમે ભૂલ ન કરો, વ્યભિચારીઓ તથા મુર્ત્તિ-ભકતો તથા છિનાળવાઓ તથા કામીઓ તથા પુમૈથુંનીઓ તથા ચોરો તથા લોભીઓ તથા છાકટા તથા નિંદકો તથા જુલમીઓ, એઓ દેવના રાજ્યનો વારસો પામશે નહિ; તમારામાંના કેટલાએક એવા

---

૧. રૂમી; ૪; ૨૫. ૨. રૂમી; ૩; ૧૯. ૩. ગલા; -; ૧૬. ૪. યોહા; ૩. ૧૭. ૫. યોહા; ૫; ૨૪. ૬. રૂમી; ૮;૧. ૭.૧તીમો;૧;૭.

હતા, પણ હવે તમે પ્રભુ ઇસુને નામે તથા આપણા દેવના આત્માથી ધોવાયા તથા પવિત્રીકરણને ન્યાયીકરણ પામ્યા"૮ આ કલમોથી સાફ પ્રગટ થાય છે કે જેઓ પ્રભુ ઇસુને નામે દેવના આત્માથી ધોવાયા છે તેઓ ન્યાયીકરણ પામ્યા છે. માટે જેઓનું ન્યાયીકરણ થાય છે, તેઓને દંડાગ્ના નહિ હોવાથી દેવની સાથે સમાધાન છે. હા લખ્યું છે કે વિશ્વાસથી ન્યાયી ઠરાવાએલા આપણને આપણા પ્રભુ ઇસુખ્રીસ્તને આસરે દેવની સાથે સમાધાન છે. ૯ "પ્રભુ ઇસુખ્રીસ્તને આસરે" કેમકે પ્રભુ ઇસુ "આપણને સારૂ દેવ પાસેથી જ્ઞાન તથા ન્યાયોપણું તથા પવિત્રીકરણ તથા ઉદ્ધાર થયો એ માટે "જે અભીમાન કરે, તે પ્રભુમાં અભિમાન કરે" ૧૦.

ઘણા માણસો, પોતામાં પોતાને માપીને ૧૧ તથા સરખાવીને ફરોષીની માફક એકલા પોતાને ન્યાયી ધારી બીજાને તુચ્છ કરે છે૧૨ પણ પ્રભુ આગળ તેઓ અન્યાયી ઠરે છે. ઇસુને નામે આત્માથી ધોવાયા વિના જે કોઇ પોતાને ન્યાયી ઠરાવવા ચાહશે, તેઓ પ્રભુ આગળ અન્યાયી ઠરી સજા પામશે. ત્યારે જરૂર છે કે પ્રભુ, જેથી ન્યાયી ઠરાવે છે, તેજ રસ્તામાં આપણે હોઈએ. ઘણી વખતે કોઇ શાંતી ન છતાં શાંતી, શાંતી એમ કહીને પ્રભુના લોકની દિકરીનો ઘા કાચી તરેહ રૂઝેલો ૧૩ દેખાય છે. પણ એમાં કંઈ શાંતી નથી. "જે મને પ્રભુ પ્રભુ કહે છે તેઓ દેવના રાજ્યમાં પેસસે એવું નહી"૧૪ ત્યારે હરેક ખ્રીસ્તીની ફરજ છે કે તેણે પોતાના આત્માના નવા જન્મ પર ધ્યાન દેવું. એથી તેની ખાત્રી થશે કે તેનો ઘા કેવી તરેહ રૂઝેલો છે! પ્રભુના ખરા ઇલાજ પ્રમાણે "ન્યાયીપણાનાં કરેલાં આપણાં કામોથી

---

૮. ૧કરી; ૬; ૯-૧૧. ૯. રૂમી; ૫;૧. ૧૦. ૧કરી;૧;૩૦-૩૧ ૧૧. ૨કરી; ૧૦;૧૨. ૧૨. લુક; ૧૮; ૯. ૧૩. યર્મી; ૮; ૧૧. ૧૪. માત્થી; ૭; ૨૧.

નહિ પણ પોતાની દયા પ્રમાણે પુનઃજન્મના સ્નાનથી તથા પવિત્ર આત્માથી જે નવીન કરણ તેથી તેણે આપણને તાર્યા ૧૫ પહેલા આદમના અપરાધથી સઘળા માણસો પર દંડનો ઠરાવ આવ્યો પણ બીજા આદમના આજ્ઞા પાલનથી સઘળા માણસોપર જીવનના ન્યાયીકરણનો ઠરાવ આવ્યો. ૧૬

## "તારણ".

### "દેવની કૃપા જે સઘળાં માણસને સારૂ તારણ લાવે છે"૧

પ્રભુ ઇસુખ્રીસ્તનું આવવું જગતને અપરાધી ઠરાવવા હતું એમ તો નહી (કેમકે રૂમી ૩: ૧૯ મુજબ અપરાધી ઠરી ચુક્યું હતુંર) પણ એ સારૂ દેવે પોતાના દિકરાને મોકલ્યો કે તેનાથી જગતનું તારણ થાય૩ અને પ્રભુ ઇસુ આપણને સારૂ દેવ પાસેથી જ્ઞાન, તથા ન્યાયીપણું તથા પવિત્રીકરણ તથા ઉદ્ધાર થયો છે ૪ તેથી "દિકરા પર જે વિશ્વાસ કરે છે તેને અનંતજીવન છે. ૫ આદમથી દંડનો ઠરાવ, પણ ઇસુથી જીવનના ન્યાયીકરણનો ઠરાવ થએલો છે. ૬ લખ્યું છે કે જેથી આપણું તારણ થાય એવું (ઇસુ સીવાય) બીજું કોઈ નામ આકાશ તળે માણસોમાં આપેલું નથી.

યહુદી લોકોએ પોતાનાજ ન્યાયીપણાને સ્થાપન કરવા ચાહીને૮ મહિમાના પ્રભુને વધસ્તંભે જડયા૯ તે છતાં ફરી ઇસુનું નામ ન ફેલાય માટે પ્રેરીતોને ધમકાવતા હતા. ૧૦ પણ જરૂર છે કે એજ નામમાં આકાશ તથા પૃથ્વી તળેનાં સર્વ ઇસુને નામે ઘુંટણ ટેકવે.૧૧

પ્રભુ દુષ્ટના મોતમાં પહેલેથી રાજી નથી. ૧૨ જો કે સઘળાએ

---

૧૫. તીત; ૩; ૪-૫. ૧૬. રૂમી; ૫; ૧૯. ૧. તીત; ૨; ૧૧. ૨. રૂમી; ૩; ૧૦. ૩. યોહા; ૩; ૧૭. ૪. ૧કરી; ૧; ૩૦. ૫.૧પીત;૧;૯. ૬. રૂમી; ૫; ૧૮. ૭. પ્રેરી; ૪; ૧૨. ૮. રૂમી; ૧૦; ૩. ૯.૧કરી; ;૮. ૧૦. પ્રેરી; ૪; ૧૭, ૨૯. ૧૧ ફીલી; ૨; ૧૦. ૧૨. હજ;૩૩; ૧૧.

માર્ગને મુકી દીધો, એક સંગે સઘળા ભ્રષ્ટ થયા. ૧૩ છતાં પ્રભુ ચાહે છે કે સઘળાં માણુસ તારણ પામે ૧૪ જેનો ઈલાજ એ છે કે "દેવે જગત પર એટલી પ્રિતી કીધી કે તેણે પોતાનો એકનોએક દિકરો આપ્યો એ સારૂ કે જે કોઇ તેના પર વિશ્વાસ કરે તેનો નાશ ન થાય પણ તે સર્વકાળનું જીવન પામે" ૧૫ એ માટે પ્રભુ ઇસુ ખ્રીસ્તપર વિશ્વાસ કરનાર મરણમાંથી નિકળીને જીવનમાં આવ્યો છે"૧૬ એમાં કંઇ શંકા રહેતી નથી. ધ્રૂજતો દરોગો તલવારથી પોતાનો આપઘાત કરવા ચાહતો હતો; પણ એટલામાં તેણે તારણની બુમ મારી કે તારણ પામવા સારૂ હું શું કરૂં! તરતજ તેને કહેવાયું કે પ્રભુ ઈસુ ખ્રીસ્ત પર વિશ્વાસ કર, એટલે તું પોતાના ઘરનાં સુધાં તારણ પામશે. ૧૭ કેવી નવાઇ કે જે તલવારથી આપઘાત કરવા તૈયાર હતો તે પ્રભુ ઇસુખ્રીસ્તપરના વિશ્વાસે કરી ઘરનાં સુધાં તારણ પામ્યો! શું ઈસુના વિશ્વાસે મરણમાંથી નિકળી જીવનમાં આવેલો આપણે દરોગાને જોતા નથી શું!

"તમે કૃપાએ વિશ્વાસને આસરે તારણ પામેલા છો" ૧૮ "તારણ પામેલા છો" એ શબ્દોમાં શું કંઈ શંકા બતાવેલી છે! યોહાન લખે છે કે "તમને અનંત જીવન છે એ તમે જાણો"૧૯ એમ નહીં કે અનંત જીવન મળશે, પણ "અનંત જીવન છે" તેથી જો કોઇ પોતાનું તેડું તથા નિવડણ નિશ્ચય કરે તો પડવાનો સંભવ રહેતો નથી૨૦

ખરૂં છે કે તારણ દેવની કૃપાથી છે. અને તે વિશ્વાસને આસરે આપણને મળે છે. પણ જેમ ફળ ખાવાથી આદમે તારણ ખોઇ નાખ્યું તેમ ફરી તે ગુમાઈ જતું નથી. કેમકે વિશ્વાસ કરનારને સારૂ તે દેવના

---

૧૩. રૂમી; ૩; ૧૨. ૧૪. ૧તીમો; ૨;૪. ૧૫. યોહા; ૩; ૧૬. ૧૬. યોહા; ૫; ૨૪. ૧૭. પ્રેરી; ૧૬; ૩૧. ૧૮. એફે; ૨; ૮. ૧૯. ૧યોહા; ૫; ૧૩. ૨૦. ૨પીત; ૧; ૧૦.

હાથમાં રહેલું છે. પાઉલ લખે છે કે " હવે મારો નિકળવાનો વખત પાસે આવ્યો છે, મેં સારૂં કષ્ટ કીધું છે. દોડવું પૂરૂં કીધું છે. વિશ્વાસ રાખ્યો છે અને હવે મારે સારૂ ન્યાયીપણાનો મુગટ મુકેલો છે તે તે દહાડે ઇન્સાફી ન્યાયાધીશ પ્રભુ મને આપશે;" ૨૧ કેમકે પાપનું વેતન મરણ છે પણ દેવનું કૃપાદાન આપણા પ્રભુ ઇસુની મારફતે સર્વકાળનું જીવન છે.

જાખી જે ગુલ્લરના ઝાડપર ચઢીને ઇસુને જોવા ઇચ્છતો હતો, તેની ઇચ્છા જાણી ઈસુએ ઉભા રહીને તેને કહ્યું કે જાખી તું નિચે ઉતર, હું તારે ત્યાં પરોણા તરીકે આવું છું. અને તેને પ્રગટ કર્યું કે આજે આ ઘેર તારણ આવ્યું છે. ૨૨ ખરેખર " જેને દેવનો પુત્ર છે તેને અનંત જીવન છે. " ૨૩

તારણ કેટલું બધું મુલ્યવાન છે? જો માણસ આખું જગત મેળવે ને પોતાના જીવની હાની પામે તો તેને શો લાભ? ૨૪ એવો જીવ, જીવન પામે તે કેટલું મૂલ્યવાન! માણસ પોતાના જીવને સાટે આ દુનિયાની સઘળી વસ્તુઓ આપી શકે ૨૫ પણ આત્માના બચાવને સારૂ શું કરી શકે? માણસ તારણને સારૂ બેઇલાજ છે, પણ દેવે જગતનો તારનાર થવા સારૂ પોતાના દિકરાને આ જગતમાં મોકલ્યો ૨૬ આ વાત વિશ્વાસુ તથા સંપુર્ણ અંગીકાર કરવા યોગ્ય છે કે ખ્રીસ્ત ઈસુ પાપીઓને તારવા જગતમાં આવ્યો ૨૭ તે પાપનું પ્રાયશ્ચિત કરીને દેવની જમણી ગમ બેઠેલો છે અને એમ પોતાના સઘળા માનનારાને સારૂ અનંત તારણનું કારણ થયો. ૨૮

તારણ જે મુશ્કેલ હતું તે પ્રભુ ઈસુને પ્રતાપે આપણને સહે-

---

૨૧. ૨તીમો; ૪; ૮. ૨૨. લુક; ૧૯; ૯. ૨૩. ૧યોહા; ૫;૧૨. ૨૪. માત્થી; ૧૬; ૨૬. ૨૫. અયુ; ૨; ૪. ૨૬. ૧ યોહ.; ૪; ૧૪. ૨૭. ૧તીમો; ૧; ૧૫. ૨૮. હેબ્રી; ૫; ૯.

લાઇથી પ્રાપ્ત થઈ શકે છે. એટલે "જો તું તારે મ્હોડે પ્રભુ ઇસુને કબુલ કરીશ, ને દેવે તેને મુએલામાંથી પાછો ઉઠાડયો, એવો વિશ્વાસ તારા અંતઃકરણમાં કરીશ તો તું તારણ પામીશ. ૨૯ હા જે કોઇ આ વાતોમાં ટકી રહે, તો તે પોતે તથા પોતાના સાંભળનારાઓને પણ તારી શકે છે. ૩૦

આ તારણની વાત પહેલાં પ્રભુથી કહેવામાં આવી ને સાંભળનારાઓએ તે નિશ્ચે કરી બતાવી ૩૧ કેમકે પ્રભુ પણ પ્રગટ કરાતી વધામણીની સાથે સંધાતે બનેલા ચમત્કારોથી સુવાર્ત્તાની સત્યતા સાબીત કરે છે. ૩૨ તો આટલું મોટું તારણ જો કોઇ પડતું મુકે તો શી તરેહ બચી શકે? ૩૩

પ્રભુના દયાળુ નામની સ્તુતિ થાઓ કે કોપનો જે વાટકો મેળવણીના દ્રાક્ષરસથી ભરેલો જેના તળીએ પડી રહેલા કુચા ૩૪ પણ શ્રાપનાં હા કોપનાં છોકરાંઓને ચુસી પીવા ઘટે છે. તે ગેથસેમેની વાડીમાં ૩૫ પાપીઓના તારનારે પૂરેપુરો પીધેલો છે. અને તેને બદલે પાપીની આગળ "તારણનો પ્યાલો ૩૬ ધરવામાં આવે છે. એમ જે કૃપા અનાદિકાળથી ખ્રીસ્ત ઇસુમાં હતી તે હવે પ્રગટ થઈ છે. જે સઘળા માણસને સારૂ તારણ લાવે છે. અને તારણનું વતન પામનારા સારૂ સેવા કરવાને દુતો પણ મોકલે છે.

હવે તારણ પામેલા માણસને આ તારણની વાત કેટલી ખાત્રી પૂર્વક છે તે નિચેની "મુદ્રા" પરથી માલમ પડશે. મુદ્રીત કરેલી વાત હમેશાં ખરી તથા ફેરફાર વિનાની હોય છે.

માદી દાર્યાવેસ રાજાઓના નામથી નિકળેલા હુકમમાં ફેરફાર—

---

૨૯. રૂમી; ૧૦; ૯. ૩૦. ૧તીમો; ૪; ૧૬. ૩૧. હેબ્રી; ૨;૩. ૩૨. માર્ક; ૧૬; ૨૦. ૩૩. હેબ્રી; ૨; ૩. ૩૪. અયુ; ૨૧;૨૦.ગીત;૭૫;૮. ૩૫. લુક; ૨૨; ૪૨. ૩૬. ગીત; ૧૧૬; ૧૨,૧૩. ૩૭. ૨તીમો;૧;૯.

ન થાય માટે મુદ્રા કરવામાં આવતી હતી. ૩૮ તેમજ બાબેલમાં દાની-ચલને સીંહોના બીલમાં નાંખીને દુષ્મનોએ એક પત્થર બીલના મહોં પર મુકયો અને તેના પર મહોર કરી. આ મુદ્રાનું કારણ એ હતું કે દાનીયલ સબંધી કંઇ ફેરબદલ ન થાય. ૩૯ ઇસુની કબર પર મહોર કરાઈ ૪૦ અને ચોકી મુકાઇ કે તેની લાસ બાબત કંઇ ફેરફાર ન થાય.

હવે માદી દાર્યાવેશ; બાબેલના રાજાઓ, તથા પીલાતની મુદ્રાઓમાં કાંઈ ફેરફાર ન થાય માટે મુદ્રા કરવામાં આવતી હતી તો આપણે વાંચીએ છીએ કે દેવનો પવિત્રાત્મા જેણે તમને ઉદ્ધારના દહાડાને સારૂ મુદ્રિત કીધા છે ૪૧ તો "આ મુદ્રા" કેવા ફેરફાર વગરની હોવી જોઇએ ? માદી દાર્યાવેશ તથા બાબેલની મુદ્રાઓ છતાં તેમના કાયદામાં ફેરફાર થયો છે. પણ "પ્રભુ માણસ નથી કે તે જૂઠું બોલે, તે માણસનો પુત્ર નથી કે પોતાના વિચાર બદલે" ૪૨ દાવુદને આ ખાત્રી હોવાથી પોતાના પાપને વખતે પ્રાર્થના કરી કે હે પ્રભુ તારા તારણનો "હર્ષ" મને પાછો દે ૪૩ એમ નહી કે તારણ પાછું દે.

## "દત્તકપુત્રપણું."

"જુઓ, બાપે કેવી પ્રીતિ આપણાપર કીધી છે કે આપણે દેવનાં છોકરાં કહેવાઈએ"૧

પ્રભુએ પૃથ્વીનાં તમામ કુળોમાંથી એકલા ઇબ્રાહિમનીજ ખબર લીધી અને તેની સાથે પોતાનો કરાર કર્યો. આ કારણથી ઇસ્રાએલી-

---

૩૮. અસ્તર; ૮; ૮. ૩૯. દાની; ૬; ૧૭. ૪૦ માત્થી;૨૭;૬૬. ૪૧. એફે; ૧,૧૩. એફે ૪; ૩૦. ૪૨. ગણ;૨૩;૧૯. ૪૩.ગીત;૫૧;૧૨. ૧. યોહા; ૩; ૧.

એ બાપદાદાને લીધે પ્રભુને વહાલા હતા ૨ અને તેથી ઇસ્રાએલી લોક પ્રભુની ખાસ પ્રજા કહેવાઇ અને પ્રભુ તેઓનો દેવ ૩ કહેવાયો. હવે ઇસ્રાએલી લોક જગતમાંની બીજી પ્રજાથી ભીન્ન ગણાઈ અને તેઓ સીવાય બીજી હરેક કોમ "દેવહીન" તથા "પારકા ૪" એમ ગણાઈ. આ કારણથી યહુદીલોક બીજાઓને તુચ્છ ગણતા અને તેમની સાથે વ્યવહાર રાખતા નહિ ૫ તેઓ એવું ધારતા કે અમે ઇબ્રાહિમના સંતાન, મુસાના શિષ્ય, છીએ. તેમજ અમને વચન તથા કરારો તથા પ્રભુના વિધીઓ મળ્યા છે, હા મહાન ભવિષ્યવાદીઓ અમારામાંથી થયા છે. તેમજ, વખત આવશે કે જેમાં મસીહ અમારૂં (ઇસ્રાએલીઓનું) રાજ્ય સ્થાપન કરશે ૬ અને અમે બધી દુનિયાપર ધણીપણું બજાવીશું, એવી વાતોથી તેઓ ઘણો ગર્વ કરતા હતા.

પણ પ્રભુનું મન કોણે જાણ્યું ! તેના પવિત્ર નામની સ્તુતિ થાઓ, કેમકે તેણે વિદેશીઓમાથી રાજાઓ તથા સેવા કરનાર યાજકો ૭ થવા સારૂ આ કૃપાના સમયમાં તેડયા છે કે જે કૃપા અનાદીકાળથી ખ્રીસ્ત ઇસુમાં હતી તે પ્રગટ થવાને લીધે, જેઓ પ્રભુને સોધતા નહતા તેમને તે મળ્યો. ઇસુખ્રીસ્તપરના વિશ્વાસે ( યહુદી સીવાય ) હરકોઈ "ઇબ્રાહિમનાં છોકરાં ૮" થઈ શકે છે. હા ઇબ્રાહિમના તો શું પણ "દેવનાં છોકરાં" કહેવાય છે. લખ્યું છે કે જેટલાંએ તેનો અંગીકાર કીધો એટલે તેના નામપર વિશ્વાસ કીધો તેટલાંને તેણે દેવનાં છોકરાં થવાનો અધીકાર આપ્યો. કેટલી ધન્યતા ? કેવી આનંદની વાત કે જેમની સાથે યહુદી વ્હેવાર ન રાખે, પાણી ન

---

૨ રૂમી; ૧૧; ૨૮. ૩ હોશી; ૧; ૧૦. ૪ એફે; ૨; ૧૨. ૫ યોહા; ૪, ૯ ૬ લુક; ૨૪; ૨૧. ૭ યશા; ૬૬; ૨૧. ૮ લુક; ૧૯; ૯.

પીએ, પાપી ગણે, તેમને પ્રભુ પોતાનાં છોકરાં થવાનો અધિકાર આપે. ત્યારે તો આપણે આશ્ચર્ય તથા આનંદથી ઉભરાતા હૃદયે બોલીએ કે જુઓ બાપે કેવી પ્રીતિ આપણા પર કીધી છે કે આપણે દેવનાં છોકરાં કહેવાઇએ—કેમકે પ્રભુએ આપણને ભયને સારૂ દાસપણાનો આત્મા નહિ પણ દત્તક પુત્ર પણાનો આત્મા આપ્યો છે. જેથી આપણે આબા એટલે બાપ એવી હાંક મારીએ છીએ. ૯ શું નિયમથી આ વાત કદી બને ? ના. કેમકે નિયમશાસ્ત્રના અમલમાં આપણે "વિદેશી", "પારકા", "દેવહિન" એવા જગતમાં હતા. પણ આ કૃપાના સમયમાં આપણે જે પહેલાં દુર તે ખ્રીસ્તના લોહીથી પાસે થયા, ૧૦ ઇસુ ખ્રીસ્ત પરના વિશ્વાસે દેવનાં છોકરાં થયાં અને હવે પવિત્રાત્માથી બાપ એવી હાંક મારીએ છીએ. ૧૧

ઇસુ ખ્રીસ્ત બાપનો એકાકિજનીત તથા વહાલો પુત્ર છે. પણ આપણે "દત્તકપુત્ર" છીએ. દત્તકપુત્ર ખરો નહિ, પણ લીધેલો પુત્ર છે, તેમ છતાં તે વારસ છે. જેઓ દત્તકપુત્ર છે તેઓમાં પ્રભુ ઇસુ ખ્રીસ્તની પ્રતિમા ૧૨ હોય છે અને તેઓ દેવના આત્માથી દોરાય છે. ૧૩ તેથી આપણી ફરજ છે કે આ વાંકી તથા અડિયલ પેઢીમાં દેવનાં નિષ્કલંક છોકરાં તરીકે જયોતીઓ સરખા જગતમાં પ્રગટ થવું. અને અવિશ્વાસીનો ન લાયક સંયોગ, અંધકારની સંગત, ને બેલ્યાલનો મીલાપ નહિ રાખતાં જૂદાં થવું કેમકે ત્યારેજ પ્રભુ આપણો દેવ ને આપણે તેના દિકરા તથા દિકરીઓ છીએ. ૧૪

---

૯ રૂમી; ૮; ૧૭. ૧૦ એફે; ૨, ૧૩. ૧૧ રૂમી; ૮; ૧૫ ૧૨ ગલા; ૪; ૧૯. ૧૩ રૂમી; ૮, ૧૪. ૧૪ ૨કરી; ૬; ૧૪-૧૮.

# કૃપા પ્રાપ્ત કરવાનું સાધન.

## " વિશ્વાસ "

" પણ વિશ્વાસ આવ્યા પછી આપણે બાળશિક્ષકના હાથ તળે નથી " (૧)

જે કૃપા પ્રભુએ માણસ જાતને સારૂ પ્રગટ કરી છે, તેની વધામણી પ્રગટ થાય છે તે તો " તારણની સુવાર્ત્તા " ૨ જે સુવાર્ત્તાથી જીવતા દેવના સેવકોની ૩ માર્ફતે, પ્રભુ તારણનો માર્ગ શીખવે છે ને છેવટના સમયમાં દુતો પણ પ્રગટ કરશે. ૪ પ્રભુના નામને ધન્ય હો કે નિયમશાસ્ત્ર મુસાની માર્ફતે પ્રગટ કરાયું, પણ કૃપા તથા સત્યતા ઇસુ ખ્રીસ્તથી પ્રગટ થઈ. ૫ તો જે કૃપા પ્રગટ કરાએલી છે તેને પ્રાપ્ત કરવાનું સાધન ઇસુ ખ્રીસ્ત ઉપરનો વિશ્વાસ ૬ છે. જ્યારે આ જગતના દેવે સહુને અવિશ્વાસમાં બંધ કર્યા ( ૨કરી.૪:૪) પણ પ્રભુ ઇસુ ખ્રીસ્તના આવ્યા પછી વિશ્વાસ પ્રગટ થયો છે.

લખ્યું છે કે વિશ્વાસ આવ્યા પહેલાં, આપણે નિયમ તળે રખાઇને, જે વિશ્વાસ પ્રગટ થનાર હતો, તેને સારૂ બંધ કરાએલા હતા. કેમકે પવિત્ર લેખે બધાંઓને પાપમાં બંધ કર્યાં. એ માટે કે ઇસુ ખ્રીસ્ત પરના વિશ્વાસથી જે વચન તે વિશ્વાસ કરનારાઓને અપાય. એ રીતે આપણને ખ્રીસ્તની ભણી પહોંચાડવા સારૂ નિયમશાસ્ત્ર આપણો બાળ શિક્ષક હતો. એ માટે કે આપણે વિશ્વાસથી ન્યાયી ઠરીએ, પણ વિશ્વાસ આવ્યો ત્યાર પછી આપણે બાળ શિક્ષકના હાથ તળે નથી. કેમકે તમે બધાં ખ્રીસ્ત ઇસુપરના વિશ્વાસથી દેવના દિકરા છો. ૭

---

૧ ગલા; ૩, ૨૫. ૨ એફે; ૧; ૧૩. ૩ પ્રેરી; ૧૬; ૧૭. ૪ પ્રક;૧૪;૬. ૫ યોહા;૧;૧૭. ૬ ૧ યોહા;૫;૧,૧૦ ૭ ગલા;૩,૨૩.૨૬

આ વિશ્વાસ, નિયમ પછી પ્રગટ થએલો છે. નિયમશાસ્ત્રના અમલમાં સઘળું કામ નિયમને ધોરણેજ રહેતું હતું પણ હવે કૃપાના સમયમાં તો સઘળું કાર્ય વિશ્વાસના ધોરણે રહેલું છે. જેમ લખ્યું છે કે હમણાં દેવનું ન્યાયીપણું નિયમ રહીત પ્રગટ થયું છે. એની શાહેદી નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓથી અપાઈ છે એટલે દેવનું જે ન્યાયીપણું વિશ્વાસથી છે તે સઘળાઓને અર્થે ને સઘળા વિશ્વાસીઓ પર છે. ૮ એ માટે અમે એવું સમજીએ છીએ કે માણુસ નિયમની કરણીઓ વગર વિશ્વાસથી ન્યાયી ઠરાવાય છે. ૯ કેમકે દેવે જગતપર એટલી પ્રીતિ કીધી કે તેણે પોતાનો એકાકીજનિત દિકરો આપ્યો એ સારૂ કે જે કોઇ તેનાપર વિશ્વાસ કરે તેનો નાસ ન થાય, પણ તે અનંત જીવન પામે ૧૦ હા જે કોઇ વિશ્વાસ કરે તે તારણ પામશે. ૧૧ એમ કૃપા પ્રાપ્ત કરવાનું સાધન વિશ્વાસજ છે.

દૈહિક સાજાપણું પામવા ચાહનારામાંના ઘણાઓને પ્રભુ ઈસુએ સવાલ પૂછલો છે કે " હું એ કરી શકું છું એવો વિશ્વાસ તું કરે છે શું ? " જેઓ તેને કહે કે હા, પ્રભુ. એવા ગરજવંતોને પ્રભુ ઇસુ કહે છે કે તારા વિશ્વાસ પ્રમાણે તને થાઓ. ૧૨ એવીજ રીતે આત્મીક ગરજને સારૂ પણ વિશ્વાસ કરવાની જરૂર રહેલી છે. નામાનની ચાહના તો પોતાનો કોઢ મટાડવા સારૂ કંઇ મહાન કાર્ય કરવાની હતી પણ એલીશાએ તો માત્ર તેને યર્દનમાં સાત વાર ડુબકી મારવાને કહ્યું. જ્યાં સુધી આવાતનો વિશ્વાસ નામાનને ન થયો ત્યાં સુધી તે કોઢીને કોઢીજ રહ્યો છે. પણ જ્યારે તેણે હુકમ મુજબ ડુબકી ખાધી ત્યારેજ તેનો કોઢ જતો રહ્યો. ૧૩

---

૮ રૂમી; ૩; ૨૧-૨૨. ૯ ગલા; ૨; ૧૬ ૧૦ યોહા; ૩; ૧૬. ૧૧. માર્ક; ૧૬; ૧૬. ૧૨. માત્થી; ૯; ૨૮. ૧૩. ૨,રા. ૫; ૧૪.

તે મુજબ પ્રભુ પોતાની કૃપા વડે માણુસ જાતને સારૂ મહાન કાર્યો કરે છે ત્યારે તો માણુસોને કેવળ વિશ્વાસજ કરવાનો છે. છતાં જો કોઇ અવિશ્વાસ લાવે તો પ્રભુ પોતાનાં ઘણાં કાર્યો રોકી રાખે છે. અવિશ્વાસુ પ્રત્યે આપણો પ્રભુ નારાજ થાય છે. ૧૪ જેમ લખ્યું છે કે તેણે તેઓના અવિશ્વાસને લીધે ત્યાં ઘણાં પરાક્રમી કામો ન કીધાં, ૧૫ માટે અવિશ્વાસુ ન રહેતાં વિશ્વાસુ થવું.

મિસર દેશમાંથી પોતાના લોકને બ્હાર કાઢ્યા પછી જ્યારે પ્રભુ ગરૂડની પાંખ પર બેસાડીને ૧૬ વચનના દેશમાં તેમને લઈ જતો હતો, ત્યારે અવિશ્વાસને લીધે તેમનાથી વચનના દેશમાં પેસાયું નહી. અવિશ્વાસથીજ તેમના મુડદાં અરણ્યમાં રઝળ્યા ૧૭ માત્ર યહોશુઆ તથા કાલેબ પ્રભુની કૃપા તથા સામર્થનો ભરોષો રાખીને વિશ્વાસુ રહ્યા અને વચનના દેશમાં ગયા. ૧૮ આથી આપણને શીખવું ઘટાર્થ છે કે "વિશ્વાસ વગર દેવને પ્રસન્ન કરવો એ બની શકતુ નથી." ૧૯ ત્યારે તો કેવળ વિશ્વાસે કરીનેજ માણસો પ્રભુની કૃપાનો લાભ લઈ શકે છે. કેમકે આ કૃપા દ્રષ્ટિના સમયમાં યા પ્રભુ ઇસુમાં તો સુંનત ઉપયોગી નથી તેમજ બે સુંનત પણ ઉપયોગી નથી પણ જે વિશ્વાસ પ્રેમની માર્ફત કાર્યકારક છે તે ઉપયોગી છે. ૨૦

"તમે કૃપાએ વિશ્વાસને આસરે તારણ પામેલા છો." ૨૧

"ત્યારે વિશ્વાસથી ન્યાથી ઠરાવાએલા" ૨૨

"કેમકે જેટલાએ તેનો અંગીકાર કીધો એટલે તેના નામપર વિશ્વાસ કીધો તેટલાને તેણે દેવનાં છોકરાં થવાનો અધીકાર આપ્યો. ૨૩

ત્યારે તેનો વિશ્વાસ જોઇને ઇસુએ કહ્યું કે દીકરી ધીરજ

---

૧૪. હેબ્રી;૩;૧૭-૧૮. ૧૫. માત્થી;૧૩;૫૮. ૧૬. નિર્ગ;૧૯;૪ ૧૭. હેબ્રી; ૩, ૧૭. ૧૮. ગણુ; ૧૪; ૩૦. ૧૯. હેબ્રી; ૧૧; ૬. ૨૦. ગલા; ૫; ૬. ૨૧. એફે;૨;૮. ૨૨. રૂમી; ૫;૧. ૨૩ યોહા;૧;૧૨

રાખ, તારા વિશ્વાસે તને સજી કીધિ છે. ૨૪ ઇત્યાદિ ઘણી વાતો પરથી સાફ માલુમ પડે છે કે આ કૃપાના સમયમાં વિશ્વાસ પ્રગટ થયો છે અને નિયમના સમયના વડીલો પણ વિશ્વાસથીજ સાહેદી પામેલા થયા છે. ૨૫ કૃપાના પ્રગટ કરનાર ખ્રીસ્ત સબંધી લખ્યું છે કે "તે ધનવાન છતાં દરિદ્રી થયો એ માટે કે તમે તેના દરિદ્રથી ધનવાન થઇ જાઓ" ૨૬ આ ધનવાન થવું માત્ર વિશ્વાસ સબંધીજ છે. કેમકે લખ્યું છે કે આ જગતના દારદ્રીઓને વિશ્વાસમાં ધનવાન કરવા સારૂં ૨૭ તે આવ્યો.

લાઓદીકીયાની મંડળી ૨૮ ઘણી ધનવાન હતી, તેનો દુત ધારતો હતો કે હું ધનવાન છું, મેં ઘણી સંપત્તિ મેળવી છે ને મને કશી ગરજ નથી, પણ ઇસુની નજરમાં તે કલેશી, બેહાલ, દરિદ્રી, આંધળો તથા નાગો માલુમ પડે છે. ઇસુ વિશ્વાસનો અધીકારી તથા સંપુર્ણ કરનાર ૨૯ મંડળીની બ્હાર ઉભો રહ્યો છે. તેથી આ ધનવાન મંડળી પ્રભુના મ્હોથી ઓકી કાઢવા લાયક થઇ છે પણ તેને ધનવાન થવા માટે આગથી પારખેલું સોનું ૩૦ એટલે મુલ્યવાન વિશ્વાસ લેવાને ફરમાવે છે. તો જે વિશ્વાસ પ્રભુ ચાહે છે તે તો ઘણો મુલ્યવાન છે. તે આગથી પારખેલું સોનું છે. પણ એ વિશ્વાસ કેવળ પ્રભુ પાસેથીજ મળી શકે છે, હા ખ્રીસ્તપર વિશ્વાસ કરવો એ તો દેવનું કામ કહેવાય છે. યોહા; ૬; ૨૯

કેટલાએક માણસો, માણસોના જ્ઞાનથી (કેળવાઇને) વિશ્વાસ કરે છે, પણ એવો વિશ્વાસ કરનારા કદીએ પ્રભુમાં આગળ વધી શકતા નથી. જે શંકા, જે પાપ, જે વલણ, તે તેમને તેમજ રહે છે,

---

૨૪. માત્થી; ૯; ૨૨. ૨૫. હેબ્રી; ૧૧; ૨. ૨૬. ૨કરી; ૮;૯. ૨૭ યાકુ;૨;૫. ૨૮. પ્રક;૩;૧૪–૨૨. ૨૯. હેબ્રી;૧૨,૨. ૩૦.૧પીત;૧;૭

જુના માણસપણાની બોલી સુદ્ધાં બદલાતી નથી. આથી સંતોષી ન રહેવું. પણ પાઉલ લખે છે કે તમારો વિશ્વાસ માણસોના જ્ઞાનથી નહિ પણ દેવના પરાક્રમથી થાય. ૩૧ આ બે જાતના વિશ્વાસમાંથી તમે કઇ જાતનો કયો વિશ્વાસ કરનારા છો તે વિષે પોતાને પારખો. પોતાને તપાસો.૩૩ હવે જે વિશ્વાસ દેવના પરાક્રમથી થાએ છે તે કેવી રીતે હશે તે ધ્યાનમાં લઇએ:—

યોહાને લખ્યું છે કે "જેટલાએ તેનો અંગીકાર કીધો એટલે તેના નામપર વિશ્વાસ કીધો તેટલાંને તેણે દેવનાં છોકરાં થવાનો અધિકાર આપ્યો" હવે આવો વિશ્વાસ કરનારા વિષે આપણે પાછલી કલમોમાં વાંચીએ છીએ કે તેઓ માંસ તથા લોહીથી નહી પણ દેવથી જન્મ પામેલા છે. ૩૩

જ્યારે પીતર તથા બીજા પ્રેરીતોને ખ્રીસ્તે પૂછ્યું કે હું કોણ છું તે વિષે લોકો શું કહે છે? ત્યારે તેઓએ જવાબ દીધો કે કોઈ કહે છે કે એલીયાહ, યર્મીયાહ અથવા ભવિષ્યવાદિઓમાંનો એક તું છે. પણ ખ્રીસ્ત વિષે એવી કલ્પના ખરી ન્હોતી. તેથી ખ્રીસ્તે પૂછ્યું કે મારા વિષે તમે શું કહો છો? ત્યારે પીતરે જવાબ દીધો કે તું જીવતા દેવનો દીકરો ખ્રીસ્ત છે. પીતરનો આ જવાબ સાંભળી ઈસુએ કહ્યું કે સીમોન બારયોના તને ધન્ય છે, કેમકે માંસ તથા લોહીએ નહી પણ મારા આકાશમાંના બાપે તને એ જણાવ્યું છે. ખ્રીસ્ત વિષે કલ્પના કરવી એમ નહિ પણ તેને ઓળખવામાંજ ધન્યતા રહેલી છે! માંસ તથા લોહીથી ( માણસોના જ્ઞાનથી ) નહિ પણ આકાશમાંના બાપથી જન્મી ખ્રીસ્તને ઓળખવો એજ દેવના પરાક્રમથી થએલો વિશ્વાસ છે.

---

૩૧. ૧ કરી; ૨; ૫. ૩૨. ૨કરી; ૧૩; ૫. ૩૩. યોહા;૧;૧૩. ૩૪. માત્થી, ૧૬; ૧૩–૨૦.

જે નવા જન્મ વિના કેવળ માણસોના જ્ઞાનથી વિશ્વાસ કરે છે તે કેવળ નિર્જીવ વિશ્વાસ માંસ તથા લોહીથી છે. પણ જે ખરો વિશ્વાસ થએલો છે તે જીવતા વિશ્વાસ સંબંધી દેવની સાહેદી પણ હોય છે. હેબ્રી ૧૧ માં વિશ્વાસ રાખનારાઓ "સાહેદી પામેલા" થયા છે ૩૫ સાહેદી હમેશાં બીજાની હોય છે, ત્યારે આપણા વિશ્વાસ વિષે કેવળ પ્રભુનીજ સાહેદી હોવી જોઇએ. જે કોઈ પોતાના વિશ્વાસ વિષે ગમે તેવી ડંફાસ હાંકે પણ જો તેમનો વિશ્વાસ ફક્ત માણસોથી છે તો ઇસુ તેમનો વિશ્વાસ કરતો નથી. જેમ લખ્યું છે કે તેઓએ ઇસુનાં કામ જોઇને તેનાપર વિશ્વાસ કીધો પણ ઇસુએ તેમનો વિશ્વાસ ન કીધો કેમકે માણસમાં શું છે તે તે જાણતો હતો ૩૬ એવા નિર્જીવ વિશ્વાસ કરનારાને ઇસુ ઓળખશે નહિ ભલે તેઓએ તેને નામે ઉપદેશ કર્યા હોય, ચમત્કારો કર્યા હોય પણ છેવટે એજ જણાશે કે અરે ભુંડું કરનારા તમે મારાથી દુર જાઓ ૩૭ તેઓ ફક્ત નામે જીવે છે ૩૮ તેઓ તેની વાત પાળતા નથી, અને ખ્રીસ્તી છતાં સં- જોગપર ઇસુને લીધે તથા તેની વાતોને લીધે શરમાય છે ૩૯ એવા વિશ્વાસ કરનારા કરતાં તો ભૂતો પણ ચઢતાં છે કે જેઓ વિશ્વાસ કરીને કાંપે છે. ૪૦

તો વહાલાઓ આ ખરા તથા જીવતા વિશ્વાસમાં તમે છો કે નહિ એ વિષે પોતાને પારખો, પોતાને તપાસો ૪૧ વળી જો કોઈ અલ્પ વિશ્વાસી ૪૨ માલૂમ પડે તો તેણે " વિશ્વાસ વધે " એ માટે પ્રભુની વિનંતી કરવી ૪૩ અને જે વિશ્વાસ પવિત્રોને એક વેળા અપાયલો હતો તેને માટે અતી શ્રમ કરવો ૪૪ કેમકે આપણે આ

---

૩૫. હેબ્રી; ૧૨; ૨. ૩૬. યોહા.૨;૨૩–૨૫. ૩૭.માત્થી;૭;૨૩. ૩૮. પ્રક. ૩;૧. ૩૯. લુક;૯;૨૬. ૪૦. યાકુ;૨;૧૯. ૪૧. ૨કરી;૧૩; ૫. ૪૨. માત્થી; ૧૪; ૩૧. ૪૩. લુક; ૧૭; ૫. ૪૪. યહુ; ૩.

જગતમાં વિશ્વાસની દૃષ્ટિથી ચાલવાનું છે. ૪૫ હા વિશ્વાસથી ઉભા રહેવાનું ૪૬ તથા પ્રીતીમાં જડ તથા પાયા ઘાલીને વિશ્વાસમાં સ્થીર રહેવાનું છે ૪૭ એ માટે કે આપણે આપણા પરમપવિત્ર વિશ્વાસમાં દૃઢ થઇએ. ૪૮

હરેક વિશ્વાસ કરનારની ફરજ છે કે તેણે પોતાના વિશ્વાસ વિષે ઘણા સાવધાન રહેવું, કેમકે આ જગતનો દેવ જેણે સર્વને અવિશ્વાસમાં આંધળા કીધા છે ૪૯ તે વિશ્વાસ કરનારાનો વિશ્વાસ પારખવા તેમને ચાલણીમાં ચાલવા પ્રયત્ન કરે છે. ૫૦ અને જો કોઇ પોતા વિષે બેપરવા રહે તો સંભવિત છે કે તેના વિશ્વાસનું વ્હાણ ભાગે ૫૧ એવી જોખમકારી અવસ્થા તેને માથે આવે. છતાં જે કોઈ આવી અજમાયસોમાં ૫૨ સ્થીર રહેશે તો આખરે અગ્નિથી પરખાએલા મુલ્યવાન સોના જેવો તેનો વિશ્વાસ નિકળી આવશે ૫૩ પણ જેઓમાં અવિશ્વાસનું ભૂડું હૃદય છે અને થાય છે તે જીવતા દેવથી દુર થશે. ૫૪ પણ આપણે નાસમાં પાછા હઠનારા નથી પણ જીવના બચાવને અર્થે વિશ્વાસ કરનારા છીએ ૫૫ તેથી આપણે આપણા વિશ્વાસના અધિકારી તથા સંપૂર્ણ કરનાર ઈસુનું ધ્યાન હમેશાં કરવું. ૫૬

થોમાએ ઈસુને સજીવન જોઇને વિશ્વાસ કીધો ૫૭ પરંતુ હવે તો જે સાચો તેને ઓળખવા સારૂ આપણને સમજ મળવાથી ૫૮ આપણે દેવથી જન્મી તેનાપર વિશ્વાસ કરીએ છીએ ૫૯ અને આ વાત જોયા છતાં પણ વિશ્વાસ કરનારા પ્રભુની નજરમાં થોમા કરતાં વધારે

---

૪૫. ૨કરીં; ૫; ૭; ૪૬. ૨કરી; ૧;૨૪ ૪૭. કલો; ૨; ૭. ૪૮. યહુ; ૨૦. ૪૯. ૨કરીં, ૪; ૪. ૫૦. લુક: ૨૨; ૩૧–૩૨. ૫૧. ૧તીમો, ૧; ૧૯. ૫૨. યાકુ; ૧; ૨–૩. ૫૩. ૧પીત; ૧; ૭. ૫૪. હેબ્રી; ૩; ૧૨. ૫૫. હેબ્રી; ૧૦; ૩૯. ૫૬. હેબ્રી; ૧૨;૨,૩;૧. ૫૭. યોહા; ૨૦; ૨૯. ૫૮. ૧યોહા; ૫; ૨૦. ૫૯. ૧યોહા; ૫; ૧.

ધન્યતાને લાયક છે ૫૦ તેથી હમણાં જો કે આપણે તેને જોતા નથી તોપણ તેનાપર વિશ્વાસ રાખતાં તેનામાં અવાચ્ય તથા મહિમા ભરેલા આનંદથી હરખાતા રહેવું. ૫૧

હા, પવિત્રશાસ્ત્રની વાતો પણ એજ હેતુથી લખવામાં આવી છે કે ઈસુ તેજ ખ્રીસ્ત દેવનો દિકરો છે એવો વિશ્વાસ કરીને તેના નામથી જીવન પામીએ. ૬૨

## " કૃપાનો આત્મા ".

"તમારી પાસે હું એટલુંજ જાણવા ચાહું છું કે તમે નિયમની કરણીઓથી આત્મા પામ્યા કે વિશ્વાસનું સાંભળવાથી પામ્યા?" ૧

નિયમશાસ્ત્રના અમલમાં પ્રભુનો આત્મા, જે દેવનો ઉત્તમ આત્મા ૨ કહેવાય છે તે માણુસોને ઉત્તમ બોધ આપી સન્માર્ગે દોરતો તેમજ તેમને પ્રેરણા તથા બુદ્ધિ અને કૌશલ્યથી ભરપુર કરી ૩ તેમજ અંતઃકરણને ઉશ્કેરી ૪ પ્રભુની સેવાનાં કાર્યો કરાવતો હતો અને એવા દેવની સેવામાં લાગુ રહેનારાઓ ઉપર તે રહેતો, તે કોઈ વખતે " જૂદો આત્મા " કહેવાયો છે છતાં જો કોઈ અનાજ્ઞાકિત થાય તો તેની પાસેથી જતો રહેતો ૫ અને આજ્ઞાંકીત થયે પાછો આવતો પણ જો કોઇ પસ્તાવો ન કરતાં દુષ્ટ તથા હઠીલાપણામાંજ રહે તો પવિત્રાત્મા તેને છોડી દેતો. આવી પવિત્રાત્માએ છોડી દીધેલાની અવસ્થામાં દુષ્ટ આત્મા આવી માણુસને હેરાન કરે. ૬

પણ પ્રભુના દયાળુ નામની સ્તુતી થાઓ કે જે કૃપા ઇસુ ખ્રીસ્તથી પ્રગટ કરાઇ છે તે જમાનામાં પવિત્રાત્મા મોકલાયલો છે.

---

૫૦. યોહા; ૨૦; ૨૯. ૫૧. ૧પીત; ૧;૮. ૫૨ યોહા; ૨૦;૩૧
૧. ગલા; ૩;૨. ૨ નહે; ૯;૨૦. ૩ નિર્ગ; ૩૫; ૩૧. ૪.હાગા;૧;૧૪.
૫ ગણ. ૧૪; ૨૪. ૬ ૧સામુ; ૧૬; ૧૪.

આગલા વખતની માફક હવે પવિત્રાત્માનું આવવું અને જવું ૭ એવું નથી પણ તેનું પૃથ્વીપર મોકલાવું છે ૮ આપણા પ્રભુના આકાશગમન પહેલાં શિષ્યો કોઈ વખતે પવિત્રાત્મા પામ્યા હતા ૯ ખરા પણ જ્યાં સુધી ખ્રીસ્ત ઈસુ મહિમાવાન કરાયો નાંહ ત્યાં સુધી તે અપાયો ન્હોતો ૧૦ તેથી પવિત્રાત્માને માગી શકાતો હતો. તે વેળા એવી પ્રાર્થના કરવી ઉચીત હતી પણ ખ્રીસ્ત ઈસુના મહિમાવાન કરાયા પછી તે સદા રહેવા માટે ૧૧ મોકલવામાં આવ્યો છે એ માટે કે તેના લોક પરાક્રમે વેષ્ટીત થાય. ૧૨

નિયમના વખતની માફક તે ફક્ત નિતીવાનો ઉપરજ નહિ પણ દુષ્ટ તથા પાપીઓને સારૂ આવ્યો છે. એ માટે કે તે આવીને જગતને પાપ વિષે તથા ન્યાયીપણા વિષે તથા ન્યાયી ઠરાવવા વિષે જગને ખાત્રી કરી આપે ૧૩ યોહાન તો પસ્તાવાનું બાપ્તીશમા કરનાર હતો પણ યોહાનની પાછળ જે તેના કરતાં સમર્થ આવનાર એટલે ઈસુ તે પવિત્રાત્માનું બાપ્તીશમા કરનાર કહેવાય છે ૧૪ હવે જે કોઇ પ્રભુ ઇસુ પાસે આવે તેમનું પવિત્રાત્માથી બાપ્તીશમા થતું હોવાથી ખ્રીસ્ત ઈસુને માનનાર સઘળાને સારૂ પવિત્રાત્મા અપાયા છે. જેમ લખ્યું છે કે તે (પવિત્રાત્મા) વિષેનું વચન તમારે તથા તમારાં છોકરાં તથા આપણો પ્રભુ જેટલાને તેડશે તેઓને સારૂ છે. ૧૫

આ કૃપાના સમયમાં માણસ જાતમાં જે મહત્વનાં કાર્યો એટલે "પસ્તાવો ૧૬ નવો જન્મ ૧૭ તથા વિશ્વાસ" ૧૮ પાપીમાં થાય તે સારૂ પ્રયત્ન કરે છે. અને જેમનામાં એ ઉત્પન્ન

---

૭. ન્યા; ૧૬; ૨૦. ૮. યોહા; ૧૬; ૭. ૯. યોહા; ૨૦; ૨૨. ૧૦. યોહા; ૭; ૩૯. ૧૧. યોહા; ૧૪; ૧૬, ૨૬. યોહા; ૧૫; ૨૬. ૧૨. પ્રેરી; ૧; ૮. ૧૩. યોહા; ૧૬; ૮. ૧૪. લુક; ૩; ૧૬. ૧૫ પ્રેરી; ૨; ૩૮–૩૯. ૧૬. યોહા; ૧૬; ૮. ૧૭ યોહા; ૩;૬. ૧૮. ૧કરીં; ૧૨; ૩.

થાય તેમનામાં રહીને ૧૯ તથા વસીને માણસોનાં શરીર પવિત્રાત્માનાં મંદિર કરાય છે ૨૦ હા, દુષ્ટ તથા પાપી માણસો પવિત્રાત્માથી દેવના પવિત્ર સ્વભાવના ભાગીદાર થાય છે. ૨૧

એલીએજર, જે પોતાના ધણીને સારૂ બૈરી લેવાને નિકળ્યો અને તે મળી આવી એટલે પોતાના ધણી પાસે પાછો આવ્યો ૨૨ તેમજ આકાશગમન પછી મોકલાયલો પવિત્રાત્મા ખ્રીસ્તની મંડળી જે તેની કન્યા તેને તૈયાર કરે છે, અને વખત થએ કન્યા તૈયાર કરી તેને સાથે લઈ આકાશમાં તે પાછો જશે તે વખત સુધી પવિત્રાત્મા જગતમાં છે. જેમ ઇસુ તેત્રીસ વરસ જગતમાં હતો. માણસોની સાથે તથા વચમાં; તેમજ હમણાં પવિત્રાત્મા જગતમાં છે. પચાસમા દિવસની માફક હવે તેની વાટ જોવાની નથી, પણ તેને તાબે થવાનું છે. પણ તેને "માગવો" ૨૫ કે પામવા માટે વિનંતી કરી રાહ જોવી તે તો જેમ ખ્રીસ્તના આવ્યા છતાં યહુદીઓ મસીહાની વાટ જોતા હતા તેના જેવું છે.

યહુદી લોકો, ઈસુની વાટ, આતુરતાથી જોતા ૨૬ હતા ખરા, પણ ઈસુની નમ્રતા તથા ગરિબાઈ ધ્યાનમાં ન લેવાથી જીવનના અધિકારીને મારી નાખ્યો ૨૭ એમજ જે કોઇ ખ્રીસ્તીઓ પસ્તાવો, નવો જન્મ તથા વિશ્વાસ તરફ ધ્યાન ન દેતાં અન્યભાષા, ચમત્કારો તથા અગ્નિની જીભો તરફ જોયા કરશે તે પવિત્રાત્માને પુરી રીતે જાણશે નહિ. કેમકે ભાષાઓ સમાપ્ત થશે અને વિદ્યાઓ જતી રહેનાર છે ૨૮ વળી વખત જતાં પ્રભુએ જેમ પ્રેરીતોને પવિત્રાત્માનાં સઘળાં દાનો આપ્યાં તેમ બધાઓને માટે નથી. આપણે જો-

---

૧૯. ૧ યોહા; ૨; ૨૭. ૨૦ ૧કરીં; ૬; ૯. ૨૧. ૧પીત;૧;૨. ૨૨. ઉ૫; ૨૪; ૫૬,૬૬. ૨૩. ૨થેસા; ૨; ૭. ૨૪. પ્રેરી; ૧; ૪. ૨૫. યોહા; ૧૬; ૨૪. ૨૬. યોહા; ૧૦; ૨૪. ૨૭. પ્રેરી; ૩; ૧૫. ૨૮. ૧કરી; ૧૩; ૮.

ઇએ છીએ કે આત્મા એકનો એક પણ કૃપાદાન જુદાં જુદાં છે ૨૯ ત્યારે તો પોતાની કલ્પના ઉપર નહિ પણ તેનાથી જે દાન મળે તેને જાગૃત કરવું ૩૦ ને તેને લગતી સેવા કરવી એ અગ્નિની જીભોની અભીલાષા કરતાં ઘણું શ્રેષ્ટ છે. કેમકે જે જન પવન તરફ ધ્યાન રાખ્યા કરે છે, તે વાવશે નહિ, અને જે વાદળ તરફ જોતો રહે છે તે કાપણી કરશે નહિ. ૩૧

યરૂસાલેમના યહુદી લોક મસીહાની વાટ જોતા હતા પણ પ્રભુ ઇસુ તેમના અજાણપણાથી યરૂસાલેમને જોઇને રડતો હતો. ૩૨ તેમજ હમણાં ઘણા ખ્રીસ્તીઓ પવિત્રાત્માનો પોકાર કર્યા કરે છે. પણ મોકલાયલો પવિત્રાત્મા તેમના અણપસ્તાવીક તથા અવિશ્વાસુ દીલથી ખેદિત થાય છે, સભાઓમાં હોલવાય છે, ૩૩ તે ઘણા થોડાજ ધ્યાનમાં લે છે.

કેટલાંક માણસો તેઓ પોતાને માટે પવિત્રાત્માની ગરજ જાણી માગે છે એમ નહી પણ ફકત ટેવથી પણ માગે છે. પવિત્રાત્માતો ક્યારનોએ તેમનાં દીલમાં પસ્તાવો તથા મનનું બદલાણ કરાવવા પ્રયત્ન કરી ઘણી ઘણી પ્રેરણા, ૩૫ અસર તથા લાગણીઓ ઉત્પન્ન કરે છે. પણ જગ્યા ન મળવાથી ૩૬ પવિત્રાત્મા પામી શકતા નથી. પવિત્ર આત્મા સબંધી ઘણા વિશ્વાસ કરનારા પણ ભુલાવો ખાય છે. પણ જો કોઇ ધ્યાન દેશે તો પોતામાં થએલાં પવિત્રાત્માનાં કાર્યોથી પ્રભુની ઉપકાર સ્તુતિ કર્યા વિના રહેશે નહિ.

ખ્રીસ્ત વિરોધી આત્મા જગતને ભુલાવવાને આતુર છે. અને તેને વ્હેલા પ્રગટ થવાને ઘણીજ ઉત્કંઠા છે ૩૭ એમાટે કે જેઓ

---

૨૯ ૧કરીં; ૧૨;૪. ૩૦ ૨તીમો; ૧;૬. ૩૧ સભા; ૧૧; ૪. ૩૨. લુક; ૧૯; ૪૧. ૩૩. ૧થેસા; ૫; ૧૯. ૩૪. પ્રેરી; ૮; ૧૮–૧૫૯ ૩૫. ફીલી; ૨; ૧૩. ૩૬. યોહા; ૮; ૩૭. ૩૭. ૨થેસા; ૨; ૬.

હાલની વિદ્યા તથા જગતી જ્ઞાનથી પ્રભુની વાતોને મશ્કરીમાં ઉડાવે છે, અને બૈબલમાંની ઘણી વાતોને દંતકથા તરીકે ગણી કાઢે છે તેઓના અવિશ્વાસુ, હુંફાળા તથા ડામાડોલ અંતઃકરણમાં રાજ્ય કરે. પરંતુ પ્રભુનો પવિત્રાત્મા હાલ જગતમાં મોકલાયલો હોવાથી આ ખ્રીસ્ત વિરોધીને અટકાવે છે. ૩૮

ત્યારે તો હરેક ખરા ખ્રીસ્તીની ફરજ રહેલી છે કે તેણે આત્માથી દોરાવું, ૩૯ તથા આત્માથી ચાલવું. ૪૦ કેમકે પવિત્રાત્માથીજ આપણે દત્તકપુત્ર થઈ આબા એટલે બાપ એવી હાંક મારીએ છીએ૪૧ પવિત્રાત્માથીજ આપણો નવો જન્મ તથા પવિત્રીકરણ ૪૨ થઇ ચુકેલાં છે, એવા નવા જન્મ પામેલાં માણસોનાં શરિરને મંદિર કરી તેમાં તે વસે છે એ શું તમે નથી જાણતા! ૪૨ ત્યારે તો તેને ખેદિત ન કરતાં ૪૪ તેનાથી ભરપુર થવું–૪૫ માણસોથી થતી સભાઓમાં માણસોથી ઠરાવાએલા વેતનીઓથી તે હોલવાઇ જાય છે તે લક્ષમાં રાખવું. અને પ્રભુની સેવા તથા મહિમાને સારૂ જે કૃપાદાન પ્રત્યેકને અપાય છે તેને વાપરવું. જે પામનાર જાણી શકે છે અને હમેશાં પવિત્રાત્માની સંગતમાં રહેવું ૪૬

શકય છે કે જીવતો વિશ્વાસ કરનારામાંથી કોઈ પાપ કરીને તેને ખેદીત કરે ૪૭ પણ પવિત્રાત્મા તેમને છોડી દેતો નથી. તેમના ગુનાહથી વિશ્વાસ તથા નવા જન્મનો પાયો ફરી નંખાતો નથી.૪૮ કેમકે જેઓને પાપ તથા અપરાધમાંથી ખ્રીસ્તે જીવતા કીધા છે, તેઓ ફરી મરેલા થઇ શકતા નથી. તેઓનો આનંદ કમતી થશે. ૪૯ પણ તેઓ પસ્તાવો કર્યા વિના રહિ શકતા નથી. પીતરે જીવતો વિશ્વાસ કર્યો

---

૩૮ ૨થેસા; ૨;૭. ૩૯ રૂમી; ૮; ૧૪ ૪૦ ગલા; ૫; ૧૬. ૪૧. રૂમી; ૮; ૧૫. ૪૨. ૧પીત; ૧;૨. ૪૩. ૧કરીં; ૬;૧૯. ૪૪ એફે;૪;૩૦. ૪૫ એફે; ૫; ૧૮. ૪૬. ૨કરી; ૧૩; ૧૪. ૪૭. એફે; ૪; ૩૦. ૪૮. હેબ્રી; ૬; ૨. ૪૯. ગીત; ૫૧; ૧૨.

ત્યાર પછી ઉધવાથી પરિક્ષાણુ વખતે ખ્રીસ્તનો નકાર કર્યો ૫૦ તોપણ ખ્રીસ્તે તેને માટે આગ્રહથી પ્રાર્થના કરી જેથી તેનો વિશ્વાસ ખૂટયો નહિ. ૫૧ કેમકે વિશ્વાસ કરનારને ખ્રીસ્તના હાથમાંથી કોઇ છીનવી લઇ શકે એમ નથી. ૫૨ શું પીતર અણુપસ્તાવીક રહ્યો કે બહાર જઇને ઘણું રડયો! ૫૩ એમજ જે કોઇ પવિત્રાત્માથી મુદ્રિત કરાયો તે ઉદ્ધારના દિવસ સુધી મુદ્રિત કરાયલો છે. ૫૪ દેવનું કામ કદી રદ થતું નથી. તેથી જે નાહેલો છે તેને પગ ધોવાની જરૂર પડે એમ છે. પણ આ પગ ધોવાની અગત્યમાં પવિત્રાત્માથી થએલાં પ્રભુનાં કાર્યો ભુંસાઈ જતાં નથી. ૫૫

પ્રભુનો આત્મા હવે "કૃપાનો આત્મા" ૫૬ હોવાથી તે લઇ લેવાતો નથી. સાઉલ પરથી પ્રભુએ પોતાની કૃપા લઇ લીધી તો રાજ્ય બીજાના હાથમાં ગયું. પણ સુલેમાન વિષે કીધું કે હું મારી કૃપા તેના પરથી છેક છીનવી લઇશ નહિ ૫૭ તેથી સુલેમાને સ્ત્રીઓને પ્રસન્ન કરવા ચાહીને મુર્ત્તિપુજા કર્યા છતાં રાજ્યનો મોટો ભાગ ગયો. તોપણ યહુદાહનું રાજ્ય રહ્યું—બલકે ઇસ્રાઇલના રાજ્ય કરતાં કંઇકિ મુદ્દત વધારે ટકયું. એમજ જીવતો વિશ્વાસ કરનાર માણસ જે પવિત્રાત્માથી મુદ્રિત થએલો છે તે ગફલતના કારણે સેતાનની ચાલણીમાં આવે ૫૮ તો તેને અંગે તેને સજા થશે. પણ પવિત્રાત્મા તેમને મુકી દેશે નહિ કેમકે તે કૃપાનો આત્મા છે.

યહુદી શાસ્ત્રીઓ શિષ્ય કરવાને આખી પૃથ્વી ફરી વળે ને શિષ્ય થયા પછી બમણો નરકનો દિકરો બનાવે ૫૯ પણ પવિત્રાત્મા એવો

---

૫૦ લુક; ૨૨; ૬૦. ૫૧ લુક; ૨૨; ૩૨. ૫૨ યોહા; ૬; ૩૭. યોહા; ૧૦; ૨૮; ૧૮; ૯. ૫૩ લુક; ૨૨; ૬૨. ૫૪ એફે; ૧;૧૩;૧૪. ૫૫. ૧ યોહા; ૧; ૮–૧૦. ૧ યોહા; ૨; ૧. ૫૬ હેબ્રી; ૧૦; ૨૯. ૫૭. ૨સામુ; ૭; ૧૫ સર૦ ૧૨૧; ૧૧; ૩૨. ૫૮ લુક; ૨૨; ૩૧. ૫૯ માત્થી; ૨૩; ૧૫.

નથી કે કોઇને ખ્રીસ્ત પર વિશ્વાસ કરાવી દત્તકપુત્રપણાનો હક્ક આપી પાછો છીનવી લે. દત્તકપુત્રને માટે એવું નથી. "શિક્ષા" ૬૦ એ એક વાત છે. પણ "છોડી દેવુ" એ બીજી વાત છે. જે મુદ્રીત થએલાને માટે બનનાર નથી.

પાઉલ લખે છે કે ભાઇ કહેવાએલો એવો જો કોઇ તમારામાં ગુનેગાર માલૂમ પડે તો શિક્ષાને ખાતર તેને અલગ કરો, પણ શત્રુ તરીકે ન ગણો. ૬૧ ત્યારે શું પવિત્રાત્મા, એક અવયવ જેને સારૂ ખ્રીસ્ત મર્યો છે ૬૨ તે કસુરથી તેને શત્રુ ગણશે? ના, પણ પ્રભુના દિવસમા આત્મા તારણ પામે માટે સજા કરશે. ૬૩ દાઉદે પાપ કીધું ત્યારે વિનંતી કીધી કે "હે પ્રભુ તારો પવિત્ર આત્મા મારી પાસેથી ન લે" (ગીત; ૫૧;) આ પ્રાર્થના સ્વભાવીક હતી. કેમકે તે જમાનો, નિયમનો જમાનો હતો અને નિયમના સમયમાં ગુનેગારો પરથી પ્રભુનો આત્મા લઇ લેવાતો હતો, પણ દેવના મનગમતા દાઉદે, કૃપાનું ઘણું શોધન કરી આશા રાખી પ્રાર્થના કરી છે કે તારો પવિત્રાત્મા મારી પાસેથી ન લે. ત્યારે આ કૃપાના જમાનામાં, કૃપાનો આત્મા જે દેવે પોતાના માનનારાને સારૂ આપ્યો છે ૬૪ તે કેવી રીતે લઈ લેવા૨? ખરો ભરવાડ તો પોતાના ઘેટાનું એક અવયવ પણ સીંહના પંજામાંથી પડાવવાને છોડતો નથી. ૬૫ પણ વેતની વરૂ દેખીને નાસી જાય છે. ૬૬ તો શું આપણને દેવનો પવિત્રાત્મા જે ઉદ્ધારના દિવસને સારૂ મુદ્રિત કરે છે તે છોડી દે વારૂ?

ભલે, કોઇ પણ મનુષ્યના ઇન્સાફ તળે કચડાઇ જતો હોય તોપણ જો તે પસ્તાવીક છે તો પવિત્રાત્મા સબંધી કદીએ શંકા ખાવી નહિ. તેની પ્રાર્થના કરી જે અજવાળુ તથા સામર્થ

---

૬૦ રસાયુ; ૭; ૧૪. ૬૧ ૨થેસા; ૩; ૧૫. ૬૨ રૂમી; ૧૪;૧૫. ૬૩. ૧કરી; ૫;૫. ૬૪ પ્રેરી; ૫; ૩૨. ૬૫. આમો; ૩; ૧૨. ૬૬. યોહા; ૧૦; ૧૨.

આપે તેમાં દોરાવું અને પ્રભુમાં તેને વધારે સામર્થ્ય મળશે. ૬૭ પરંતુ જે માણુસ પોતાનાં પાપનો પસ્તાવો કરી ઇસુને શરણે ન આવે પણ અવિશ્વાસુ રહેતો તેને તારણની શી આશા? પવિત્રાત્મા તેને સારૂ ઘણા ઘણા પ્રયત્નો કરે છતાં અવિશ્વાસુજ રહે અને એમ કરતાં મૃત્યુ પામે તો તેને કેવી રીતે માફ થાય? કેમકે પવિત્રાત્માની પ્રેરણા છતાં તારણને અર્થે સત્યની પ્રીતી પામી ન લે ૬૮ તેમાં દોષ કોનો? તેતો સત્યની ઓળખ પછી જાણી જોઇને પાપ કરવું ૬૯ ખ્રીસ્ત ઇસુનો અંગીકાર ન કરવો તેના જેવું છે. દેહમાં જીવવું, અને જે પ્રભુએ આપણને વેચાતા લીધા છે તેનોજ નકાર કરવો ૭૦ અને આ અવસ્થામાં મરણ પામવું એવું કરનારતે સદાકાળના અગ્નિ તથા બહારના અંધકારમાં જવાનું છે. તે કેવી રીતે માફ થઇ શકે વારૂ? પણ વિશ્વાસ કરનારામાંના જેઓ જાગતા ન રહેવાથી દોષમાં આવે છે ૭૧ તે પવિત્રાત્માને ઉલટું પાપ કરે છે જે માફ થઇ શકતું નથી, એવું માનવું ખોટું છે.

જે માણસના હ્રદયપર ઇસુના લોહીનો છંટકાવ થએલો છે. ૭૨ તે પવિત્રાત્માથી મુદ્રિત કરાએલો છે. જો લોહી રદ થાય તોજ પવિત્રાત્મા રદ થાય. પણ જીવતો વિશ્વાસ કરનારાને સારૂ એ અશક્ય છે. ન્યાયી ગણાએલો માણસ સાત વખત પડીને પાછો ઉભો થઇ શકે. કેમકે દેવ તેને ઉઠાડે છે ૭૩ ત્યારે તો હવે સંભાળવાનું છે કે પવિત્રાત્મા ખેદીત થાય ૭૪ એવા ગુનાહથી દુર રહેવુ. અને ભરપુર થવાને સારૂ દારૂ ૭૫ તથા વિષયીપણાથી અલગ રહેવું. ૭૬

---

૬૭. યશા; ૫૦; ૧૦. ૬૮. ૨થેસા; ૨; ૧૦. ૬૯. હેબ્રી; ૧૦; ૨૬. ૭૦. ૨પીત; ૨; ૧. ૭૧ માત્થી; ૨ ; ૪૧. ૭૨. ૧ પીત; ૧; ૨. ૭૩. રૂમી; ૧૪; ૪. ૭૪. એફે; ૪; ૩૦-૩૨. ૭૫. એફે; ૫; ૧૮. ૭૬. યહુ. ૧૯

આ પવિત્રાત્મા સાવધ બુદ્ધિનો પણ આત્મા છે. ૭૭ તેથી, અંધકાર તથા મુંઝવણ તથા પરિક્ષણના સમયમાં તેની વાણી સાંભળવી. પ્રભુતો પોતાના આત્માથી આંખે જે જોયું નથી. માણુસના મનમાં જે પેઠું નથી તે પોતાના આત્માથી આપણને પ્રગટ કરી શકે છે ૭૮ ત્યારે જે દેવનાં છોકરાં છે તેઓએ આત્માથીજ દોરાવું; ૭૯ ચાલવું ૮૦ અને પવિત્રાત્માની સંગતમાં રહેવું. ૮૧

## એક આજ્ઞા "પસ્તાવો કરવો"

"હવે સર્વ જગ્યામાં સઘળાં માણુસોને પસ્તાવો કરવાની તે આજ્ઞા કરે છે" ૧

જ્યારે નિયમશાસ્ત્રે આખા જગતને અપરાધી ઠરાવ્યું છે ૨ ત્યારે બચાવને સારૂ તથા કૃપા પામવાને સારૂ પસ્તાવાની જરૂર છે. કેમકે ગુનેહગારના નમી જવાથી ભારે ગુસો સમી જાય છે ૩ પ્રભુ, લીનો ઉપર કૃપા કરે છે ૪ જ્યારે બેન્હદાદ ભારે સૈન્ય લઇને, અહાબની વિરૂદ્ધ ચઢી આવ્યો. છતાં પ્રભુના કરવાથી બેન્હદાદ હાર્યો અને મોટી ધાસ્તીમાં પડયો કે જરૂર અહાબ મને મારી નાખશે. ત્યારે તેના સરદારોમાંના એકે જણાવ્યું કે અમે એવું સાંભળ્યું છે કે ઈસ્રાએલના રાજા ઘણા દયાળુ હોય છે તેથી જીવતદાન મેળવવા સારૂ અમને નમ્રતા ધારણ કરી તેની પાસે જવાદે. આથી તે સરદારોએ શરીરે તાટ પહેરી, રાખ ચોળી અને માથે દોરડાં વિંટાળી દીનાવસ્થા ધારણ કરી અહાબની સન્મુખ ગયા ને કહ્યું કે અમને તારા દાસ બેન્હદાદે મોકલ્યા છે. અહાબે પૂછ્યું શું બેન્હદાદ જીવે છે! આ સાંભળતાંજ જીવનના ભૂખ્યા સરદારોએ તેના બોલવાની મતલબ ઝટ પકડી લીધી.

---

૭૭ રતીમો; ૧; ૭. ૭૮ ૧કરી; ૨; ૯–૧૦. ૭૯. રૂમી;૮;૧૪. ૮૦ ગલા; ૫; ૧૬. ૮૧. ૨કરી; ૧૩; ૧૪. ૧. પ્રેરી; ૧૭; ૩૦. ૨ ગલા; ૩; ૧૯. ૩. સભા; ૧૦; ૪. ૪. ૧પીત; ૫;૫. ૫.૧રા;૨૦;૧–૩૪.

અને અહાબે મુર્ખાઈથી તેને જીવતદાન દીધું.૫ હવે ભૂંડાઈને સારૂ જેણે પોતાને વેચ્યો ૬ એવા દુષ્ટ રાજાએ પણ પોતાના શત્રુની દીનાવસ્થા જોઈ જીવતદાન દીધું. તો મારવા અથવા જીવાડવાને શક્તિવાન ૭ પ્રભુ, શરીર તથા આત્મા એ બંનેનો નાશ નરકમાં કરી શકે ૮ એવા ઇન્સાફી તથા પરાક્રમી પ્રભુની આગળ, જ્યારે પાપી, પોતાનાં દુષ્ટ કૃત્યનો પસ્તાવો કરે અને પોતાને લાચાર ગણી પ્રભુને હવાલે કરે ત્યારે પ્રભુ પ્રભુ દેવ દયાળુ તથા કૃપાળુ, મંદરોષ ને સત્યમાં પરિપૂર્ણ તથા હજારોપર અનુગ્રહ કરનાર ૯ તથા સર્વ કરૂણાનો બાપ ૧૦ જે દુષ્ટના મોતમાં રાજી નથી ૧૧ તે કેટલું વિશેષે કરીને તેનાપર કૃપા કરશે! પાપના પસ્તાવાથી જે પાપી પોતાનાં વસ્ત્ર નહિ પણ હ્રદય ફાડે ૧૨ તો પ્રભુ તેની દીનતા જોઇને પોતાનો કોપ અટકાવે છે. ૧૩

પસ્તાવાનું બાપ્તીસમા કરનાર યોહાનની પાસે જે જે લોકો આવ્યા તે સર્વને તેણે પ્રગટ રીતે જણાવ્યું કે આવનાર ભારે ક્રોધથી નાસવાને તમે ચેતેલા હો તો પસ્તાવા જોગ ફળ ઉપજાવો. કેમકે ઝાડોની જડપર કુહાડો ઉગામેલો છે ૧૪

સર્વ કરતાં ભયંકર વાત તો આવનાર ભારે કોપ છે ૧૫ પ્રભુએ દુષ્ટાઇમાં પ્રવીણ એવાં શહેરોપર આગ વરસાવી ૧૬ પોતાનો કોપ દેખાડયો છે, પરંતુ અણપસ્તાવીક માણસોને સારૂ મરણ પછી સદા કાળનો અગ્નિ તથા બહારનો અંધકાર રહેલો છે ૧૭ પરંતુ આવનાર કોપથી પાપીને બચાવનાર પ્રભુ ઇસુએ કોપનો વાટકો ૧૮ ગેથસેમેની વાડીમાં નથી લીધો શું! વધસ્તંભ પર તેનાં અસહ્ય તથા

---

૬. ૧રા. ૨૧; ૨૦. ૭. ૨રા. ૫; ૭. ૮. માત્થી; ૧૦; ૨૮. ૯ નિર્ગ; ૩૪; ૬–૭. ૧૦ ૨કુરીં; ૧; ૩. ૧૧ હજ; ૩૩; ૧૧. ૧૨ યોએ; ૨; ૧૩. ૧૩. ૧ રા. ૨૧; ૨૯. ૧૪. માત્થી; ૩; ૧૦. ૧૫. ૧થેસા; ૧;૧૦. ૧૬. ૨પીત; ૨;૬. ૧૭. માત્થી; ૨૫; ૪૧. ૧૮. લુક; ૨૨; ૪૨.

અકથ્ય દુઃખો નથી ભોગવ્યાં શું ? શામાટે સુરજ અંધકારરૂપ થયો ! ૧૯ પાપીઓના તારણને સારૂ આ પ્રેમી તારનારે વધસ્તંભપર પ્રભુના કોપને શાંત કર્યો. જેથી દુષ્ટોને સારૂ દયા પ્રગટ થઇ માટે પસ્તાવાનો પ્રસંગ રહેલો છે.

રીબકાહે યાકુબને સલાહ આપી કે જો તુ અહીંજ રહેશે તો તારો ભાઇ તને મારી નાખશે, માટે તું તારા ભાઇથી વિયોગી થા, કદાપી વિયોગના કારણથી તે પોતાના મનને ટહાડું પાડશે ૨૦ વ્હાલાઓ, માણુસનો ક્રોધ ઘણી વખતે વિયોગના કારણથી ઠંડો પડે છે, પણ પ્રભુનો ક્રોધ પાપના પસ્તાવા સીવાય બીજી કોઇ રીતે ઠંડો પડે એમ નથી, કેમકે જે ઉંચો તથા બુલંદ, જેનું નામ સનાતન કાળ વાસી તે એવું કહે છે કે હું ઉંચ સ્થાને તથા પવિત્ર સ્થાને રહું છું. વળી આત્મામાં જે પસ્તાનાર તથા નમ્ર તેની સાથે પણ વસું છું એ માટે કે નમ્રોનો આત્મા તથા પસ્તાનારાઓનાં હૃદય હું ઉતેજીત કરૂં કેમકે હું સદા વિવાદ્ કરનાર નથી, ને સર્વ કાળ સુધી રાખનાર નથી, નહિં તો આત્મા તથા જીવો જે મેં પેંદા કર્યા છે તે મારી સન્મુખથી નિર્ગત થઇ જાય...મેં તેના માર્ગો જોયા છે. માટે હું તેને સમો કરીશ, વળી હું તેને દોરીશ, ને તેને તથા તેના શોક કરનારાઓને દીલાસો વાળી આપીશ. ૨૧

રે અણુપસ્તાવીક તુ જાગૃત થા. ઇસુ ખ્રીસ્તથી જે કૃપા પ્રગટ થઈ છે તે કૃપાના સમયમાં "દેવ પ્રીતી" ૨૨ રૂપે પ્રગટ થયો છે. પસ્તાવાથી પ્રભુનો પ્રેમ તારા જાણ્યામાં આવશે પણ જે અણુપસ્તાવીક રહી જાથુ પાપમાં ચાલ્યા કરશે તેની કેશવાળી તે ફાડી નાખશે

---

૧૯. માત્થી; ૨૭; ૪૫. ૨૦ ઉત્પ; ૨૭; ૪૪. ૨૧ યશા;૫૭;૧૫-૧૮ ૨૨. ૧યોહા; ૪; ૧૬.

૨૩ જ્યારે પ્રભુ દુષ્ટના મોતમાં રાજી નથી ત્યારે દુષ્ટાઇ વિરૂદ્ધની દં-ડાજ્ઞા ત્વરાથી અમલમાં નથી લાવતો ૨૪ પણ પસ્તાવાનો અવકાશ આપે છે ૨૫ ત્યારે કેટલાએક દુષ્ટાઇમાં આગળ વધે છે. હા સામાન્ય ધણાખરા કહે છે કે તેના આવવાનું વચન ક્યાં છે? પણ તેઓ જાણી જોઇને આ વિસરે છે કે પ્રભુ પોતાના વચન સબંધી વિલંબ કરતો નથી પણ સઘળા પશ્ચાતાપ કરે એવું ઇચ્છીને પ્રભુ આપણા વિષે ધીરજ રાખે છે. ૨૬

અરે પાપનો સુખભોગ કંઇ વાર ભોગવનાર ૨૭ તારૂં પાપ તને આખરે તો પકડી પાડશે ૨૮ તો શામાટે તારૂં હૃદય મગરમ-ચ્છનું કલેજું જે ઘંટીના નીચલા પડ જેવું કઠણ છે ૨૯ તેના જેવું સખત કરે છે! નબાલે તો મદ્યપાનની તોરમાં કહ્યું કે "યશીનો પુત્ર કોણ! દાઉદ કોણ?" પણ જ્યારે તેની ચતુર તથા બુદ્ધિવંતી સ્ત્રીએ દાઉદના રોકાએલા ક્રોધની વાત કરી ત્યારે તેના હોશકોસ ઉડી ગયા ને તે પત્થર જેવો સ્તબ્ધ થઈ ગયો ૩૦. તો પ્રભુના કોપને સમયે તારા શા હાલ થશે?

અરે, કામાવેશી ગધેડી, તું વાયુ ક્યાં સુધી ચુસ્યા કરીશ! ૩૧ ભક્તોને મન કામના કરતાં તારી પાસે વધારે હોવાથી ૩૨ વેગવાન સાંઢણીની માફક તું મારા માર્ગમાં દોડયા કરે ૩૩ તેમ છતાં આખરે તું પણ સ્તબ્ધ થશે અને તારી લંપટતા તથા નગ્નપણું તે સહુની આગળ ખુલ્લું કરશે ૩૪ છતાં ઇજબેલ તેના યારોની સાથે ખાટલામાં નંખાય તે પહેલાં તેને પસ્તાવાંનો પ્રસંગ આપવામાં આવે છે. ૩૫

---

૨૩ ગીત; ૬૮; ૨૧. ૨૪ સભા; ૮; ૧૧. ૨૫. પ્રક; ૨;૨૧. ૨૬. ૨ પીત; ૩; ૯. ૨૭ હેબ્રી; ૧૧; ૨૫. ૨૮. ગણ; ૩૨; ૨૩. ૨૯. અયુ; ૪૧; ૨૪. ૩૦ ૧સામુ ૨૫; ૩૭. ૩૧ યિર્મ; ૨; ૨૪. ૩૨ ગીત; ૭૩; ૭. ૩૩ યિર્મ; ૨; ૨૩. ૩૪. હજ; ૧૬; ૩૭. ૩૫. પ્રક; ૨; ૨૧; ૨૨.

હવે જે કોઈ પાપી બચવા ચાહે છે તે પસ્તાવો કરી આ તા-રનારને શરણે આવે કેમકે દેવ ગર્વિષ્ટોને વિરૂદ્ધ છે પણ લીનોપર તે કૃપા કરે છે ૩૬ તેથી જગતમાં જે કોઇ પ્રભુની કૃપા પામવા ચાહે તેમને પસ્તાવાની આજ્ઞા કરવામાં આવે છે.

દેવનો અનુગ્રહ હવે માણસોને પસ્તાવામાં ખેંચે છે ૩૭ અને પાપ નિવારણને અર્થે પસ્તાવો પ્રગટ કરવામાં આવે છે. ધોબીનો સાબુ ૩૮ અને સાજીખાર મેલને પીગાળે ૩૯ પણ દીલના અન્યાય તથા પાપને સારૂ પસ્તાવો અગત્યનો છે. ઇસુનું લોહી સઘળાં પાપોથી શુદ્ધ કરે છે ૪૦ અને જો આપણે આપણાં પાપ કબુલ કરીએ તો આપણા પાપ માફ કરવા તથા સર્વ અન્યાયથી શુદ્ધ કરવાને તે વિ-શ્વાસુ તથા ન્યાયી દેવ છે. ૪૧

પવિત્રાત્મા, પાપોની ખાત્રી જગતને કરી આપવા ૪૨ આવ્યો છે તો કોણ પસ્તાવાને ચાહે છે? પણ જે જન વારંવાર ઠપકો પામ્યા છતાં પોતાની ગરદન અક્કડ કરે છે તે તો અકસ્માત નાશ પામશે ૪૩ પણ જે કોઈ પ્રભુની આગળ લીન થશે તે કૃપા પામશે.

પાઉલે કરીંથીઓને લખ્યું કે મેં પત્રથી તમને ખેદ પમાડયો, પણ હવે હું હર્ખાઉં છું, કેમકે મારા પત્રે તમને કેવળ થોડીજ વાર ખેદ પમાડયો. ૪૪ એમજ પ્રભુ પવિત્રાત્માથી જે ખેદ પાપોને સારૂ થાય છે તેમને દેવ દીલાસો પણ આપે છે. જે છાતી કુટીને કહે છે કે મજ પાપીપર દયા કર તેને પ્રભુ ન્યાયી ઠરાવે છે ૪૫ અને જે સાવધાન થઇ બાપની આગળ પોતાનાં પાપ કબુલ કરે છે એવા

---

૩૬. ૧પીત; ૫; ૫. ૩૭. રૂમી; ૨; ૪. ૩૮. મલા; ૩; ૨. ૩૯. યેર્મી; ૨; ૨૨. ૪૦. ૧યોહા; ૧; ૭. ૪૧. ૧યોહા; ૧; ૯. ૪૨. યોહા; ૧૬; ૮. ૪૩. દ્રષ્ટાં; ૨૯; ૧. ૪૪. ૨કરી; ૭; ૮. ૪૫. ૨કરી; ૭; ૧૦. ૪૬. લુક; ૧૮; ૧૪.

પસ્તાવીકને સારૂ બાપ આકાશમાં દુતો સાથે હર્ખ કરે છે, ને પુત્ર તરીકે સ્વીકારે છે. ૪૭

અહા! પાપીઓને સારૂ પ્રભુની કેવી ધીરજ કે તમે શું કીધું છે એવું કહીને પાછો ફરનારની યહોવાહ વાટ જુએ! ૪૮ ત્યારે તો યહોવાહ મળે છે એટલામાં તેને શોધો ને તે પાસે છે એટલામાં તેને હાંક મારો. પણ ત્યાર પહેલાં દુષ્ટ માણસે પોતાનો માર્ગ તે અન્યાયી માણસ પોતાના વિચાર તજી દે અને યહોવાહ આપણા દેવની પાસે પાછો આવે તો પ્રભુ તેનાપર જરૂર કરૂણા રાખશે ૪૯ કેમકે "પ્રભુ, દુષ્ટ પોતાના માર્ગથી પાછો ફરીને જીવતો રહે તેમાંજ રાજી છે. ૫૦

જે કોઇને પોતાની દુષ્ટ ઇચ્છા પ્રમાણે ચાલવાને ગએલો કાળ બહુ છે ૫૧ તો દેવનો અનુગ્રહ તેને પસ્તાવામાં ખેંચે છે. છતાં જો કોઈ અણપસ્તાવીક રહી પોતાને સારૂ દેવના યથાર્થ ન્યાયના પ્રકટીકરણના દિવસ સુધી ક્રોધનો સંગ્રહ કરે છે. ૫૨ તો એવો જન દેવના ક્રોધથી શી તરેહ બચશે! સીલોઅમમાં જે અરાઢ માણસ પર બુરૂજ પડયો તેઓ શું યરૂસાલેમના સર્વ રહેવાશી કરતાં પાપી હતા, એમ તમે ધારોછો શું! હું તમને કહુંછું કે ના; પણ જો તમે પસ્તાવો કરશો નહિ, તો તમે સર્વ તેમજ નાશ પામશો ૫૩ નકામી ભોંય રોકનાર અંજીરી એક વરસ વધારે ટકી તે એટલાજ માટે કે તેને ફળ આવે તો સારૂ ૫૪

જુલમી, અન્યાયી, વ્યભીચારી, પુમૈથુની, હત્યા કરનારા, છાકટા ઇત્યાદી બીજા ઘણાં પાપોને લીધે માણસો દેવનાં રાજ્યનો વારસો પામી શકે એમ નથી, છતાં એઓમાંના પસ્તાવીક આપણા પ્રભુ ઇસુને

---

૪૭. લુક; ૧૫; ૩૨. ૪૮. યર્મી; ૮; ૬. ૪૯. યશા;૫૫;૬–૭. ૫૦. હજ; ૧૮; ૨૩. ૫૧. ૧પીત; ૪; ૩. ૫૨. રૂમી; ૨; ૪–૫. ૫૩. લુક; ૧૩; ૪–૫. ૫૪. લુક; ૧૩; ૮–૯.

નામે પવિત્રાત્માથી ધોવાઇને ન્યાયીકરણ તથા પવિત્રીકરણ પામે એ શું પાપીઓ માટે થોડી કૃપા કહેવાય?

હવે થુઆતીરાની ઇજિએલનેજ ૫૫ એમ નહિ પણ સર્વ જગ્યામાં સઘળાં માણસોને તે પસ્તાવો કરવાની આજ્ઞા કરે છે.

પ્રભુ પડેલાઓની આતુરતાથી રાહ જુએ છે. હા, પ્રભુ યહોવાહ એમ કહે છે કે શું કોઈ પડે ને પાછો ઉઠે નહીં? કોઈ ફરીને પાછો આવે નહિ? તો આ લોક કેમ પાછા હઠીને સર્વદા પાછળ રહેલા છે. ૫૬ અહા, જો પ્રભુ પોતાનો ક્રોધ ન કરતાં આપણી આતુરતાથી આટલી બધી રાહ જુએ છે, તો આપણે કેટલા ઉમંગથી "દેવની ઇચ્છા પ્રમાણે ખેદ" કરવો. માટે જ્યાંથી તું પડયો તે સંભાર ને પહેલાંના કામ કર. ૫૮

જો પ્રભુ આપણાં પાપ ભુંસી નાંખવા ૫૯ ને પૂર્વ જેટલું પશ્ચિમથી દુર છે તેટલાં દુર કરવા ૬૦ તથા સમુદ્રના ઉંડાણમાં ફેંકવા ચાહે છે. ૬૧ હા એથી પણ વધારે કરવા એટલે ખ્રીસ્ત ઇસુના લોહિને લીધે પ્રભુ આપણા સર્વ અપરાધો ગણવા ઇચ્છિતાજ ન ૬૨ હોય તો કેવા ઉત્સાહે આપણે પસ્તાવો કરી પ્રભુના ચરણમાં પડવું જોઇએ!

જો માણસો પોતાના સામે થએલા અપરાધનો પસ્તાવો કરનારને, સીતેરગણી સાત વખત માફી આપવા બંધાયલો છે ૬૩ તો સહુથી મોટા મનવાળો, દયાળુ, ધીરજવાન ને નાસમાં રાજી નહિ એવો પ્રભુ, ગમે તેવા દુષ્ટમાં દુષ્ટ, પાપીઓમાં જે મૂખ્ય હોય તેવા પસ્તાવો કરનારને કેટલી બધી માફી બક્ષસે વારૂ?

બીજાનો ઇન્સાફ ઠરાવતાં આપણે હમેશાં સાવધાન રહેવું, બલકે

---

૫૫. પ્રક; ૨; ૨૦. ૫૬. યર્મી; ૮; ૪—૫. ૫૭. ૨કરી;૭;૧૦ ૫૮ પ્રક; ૨; ૫. ૫૯. પ્રેરી; ૩; ૧૯. ૬૦. ગીત; ૧૦૩; ૧૨. ૬૧. મીખા; ૭; ૧૯. ૬૨. ૨કરી; ૫; ૧૯. ૬૩. માત્થી; ૧૮; ૨૨.

આપણા પ્રભુના પાછા આવતા સુધી તમે કંઈજિ ઇન્સાફ ન ઠરાવો તો સારૂ. ૬૪ લખ્યું છે કે તું કોણ છે કે બીજાનો ઈન્સાફ ઠરાવે છે; તે પોતાના ધણીની આગળ પડે છે અને પાછો ઉઠે છે કેમકે દેવ તેને પાછો ઉઠાડી શકે છે. ૬૫ તથાપી જો કોઇ અણુપસ્તાવીક હૃદય-વાળો હોય તો તેના પ્રત્યે હજુ દેવની દયા તથા ધીરજ છે એટ-લામાં ઉગામેલો કુહાડો જડપર ન પડે, માટે પસ્તાવા જોગ ફળ ઉપ-જાવવું. ૬૬ રખે પસ્તાવા વિના રહેવાથી આજનો માન્યકાળ તથા આજનો તારણનો દિવસ ૬૭ વિતી જશે અને સર્વકાળનો અગ્નિ જ્યાં બળતામાં વેદના પમાય છે ૬૮ તેવા ઠેકાણામાં રડવા તથા દાંત પીસવા સાથે ફોગટનો પસ્તાવો થયા કરશે, પણ એવું ન બને માટે પ્રભુ હમણાં સર્વ જગ્યામાં સર્વ માણસોને પસ્તાવાની આજ્ઞા કરે છે. હા પાપ નિવારણને અર્થે ઇસુનું લોહી વહ્યાથી માણસોને પસ્તાવો કરવો જોઇએ. એ માટે પસ્તાવો કરો એ સારૂ કે તમારાં પાપ ભું-સાઇ જાય ને પ્રભુની આગળથી સુખચેનના સમયો આવે. ૬૯ જો એક પાપી પસ્તાવો કરે તો આકાશમાં બાપ પોતાના દુતો સાથે હર્ખ કરે છે ૭૦ માટે આપણો પ્રભુ પસ્તાવાની આજ્ઞા કરે છે.

## નવી આજ્ઞા.

"હું તમને નવી આજ્ઞા આપુંછું કે તમે એક બીજાપર પ્રેમ કરો."૧

આપણા મહાન પ્રભુને જ્યારે દુશ્મનો પણ "ઉત્તમ ઉપદેસક" ૨ કહે છે ત્યારે વિચારો કે તેના ઉપદેશ તથા વચનોમાં કેવી અજા-યબ મનોહરતા તથા ખરાપણું રહેલાં હશે? પોતે ઉપર જવાના દિવ-સો પુરા થવા ૩ આવ્યા ત્યારે તેણે એક નવો હુકમ આપ્યો કે

---

૬૪. ૧ કરી; ૪; ૫. ૬૫. રૂમી; ૧૪; ૪. ૬૬. લુક; ૩; ૯. ૬૭ ૨કરી; ૬; ૨. ૬૮. લુક; ૧૬; ૨૪. ૬૯. પ્રેરી; ૩; ૧૯. ૭૦. લુક; ૧૫; ૧૦. ૧. યોહા; ૧૩; ૩૪. ૨. માત્થી; ૨૨; ૧૫. ૩. લુક; ૯; ૫૧.

"તમે એક બીજાપર પ્રેમ કરો".

નિયમશાસ્ત્રના મુખ્ય દશ હુકમ પત્થરની બે પાટીપર લખવામાં આવ્યા હતા. એક પાટીમાં પ્રભુ પ્રત્યે માણુસની ફરજ તથા બીજી પાટીમાં માણુસો પ્રત્યેની ફરજ દર્શાવેલી છે. પણુ જ્યારે એક પંડિતે પ્રભુ ઇસુને સવાલ પૂછ્યો કે નિયમશાસ્ત્રમાં સહુથી મોટી આજ્ઞા કઇ?૪ ત્યારે ઇસુએ કહ્યું કે પ્રભુ તારા દેવપર સંપૂર્ણ હૃદયથી પ્રીતી કર, એ પહેલી ને મોટી આજ્ઞા તેણે પંડિતને બતાવી, પણ તેની સાથે "બીજી એના જેવી" જણાવી; તે એ કે જેવી પોતાપર તેવી પોતાના પડોશીપર પ્રીતિ કર. ઇસુની જણાવેલી પહેલી ને મોટી આજ્ઞામાં એક પાટી જેમાં પ્રભુ પ્રત્યે માણુસોની ફરજો છે તે અદા થાય છે. ને "બીજી એના જેવી" એ જે આજ્ઞા બતાવી તેમાં માણુસો પ્રત્યેની ફરજવાળી બીજી પાટીની ફરજો અદા થાય છે.

સામસુન તમાસો કરવાને જે બે થાંભલાને અઢેલીને ઉભેલો હતો ૫ તેનાપર આખા ઘરનો આધાર હતો તેમજ બધા નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓનો પાયો બે આજ્ઞાપર ૬ રહેલો હોવાથી પ્રભુ ઇસુએ પહેલી ને મોટી આજ્ઞા પ્રભુપરની પ્રીતિ તથા બીજી એના જેવી એટલે માણુસોપરની પ્રીતિ પ્રગટ કરી.

હવે પહેલી ને મોટી આજ્ઞા સહુ કોઇ કબુલ કરશે, પણુ "બીજી એના જેવી" શી રીતે છે તે આપણે નિચેની વાતપરથી ધ્યાનમાં લઇએ.

માત્થીના પચીસમા અધ્યાયમાં ઇસુ કહે છે. "આ નાનાઓમાંથી એકને જે કીધું" તેમાં માણુસો પ્રત્યે પ્રીતિ રહેલી છે. પણુ તેજ પહેલીના જેવી થઇ જાય છે એટલે "તે મને કીધું" ૭ વળી

---

૪; માત્થી; ૨૨; ૩૫. ૫. ન્યા, ૧૬; ૨૯. ૬. માત્થી; ૨૨; ૪૦.
૭. માત્થી; ૨૫; ૪૦.

જે તમારો અંગીકાર કરે છે તે મારો અંગીકાર કરે છે" ૮ આ પ્રમાણે "પ્રેમ નિયમની સંપૂર્ણતા" ૯ છે, એવું માલુમ પડે છે એટલુંજ નહિ પણ ખચીત છે કે જે કોઇ આ રાજમાન્ય નિયમ મુજબ પ્રેમ કરે છે તેણે નિયમને પુરો પાળ્યો છે. ૧૦ પણ જો કોઇ કહે કે હું દેવપર પ્રીતિ કરૂં છું. પણ જો તે પોતાના ભાઇપર દ્વેષ કરે છે તો તે જૂઠો છે કેમકે જે પોતાના ભાઇને જૂએ છે ને તેનાપર પ્રીતિ કરતો નથી, તો પ્રભુ કે જેને તેણે જોયો નથી તેનાપર તે કેવી રીતે પ્રીતિ કરશે? ૧૧

પ્રીતિમાં સઘળા નિયમનો સમાવેશ હોવાથી પ્રભુ ઇસુએ એક બીજા પ્રત્યે પ્રીતિ કરવા ફરમાવેલું છે પણ તેનું ખાસ તથા ખરૂં કારણ એ છે કે પહેલાં દેવે આપણાપર પ્રીતિ કીધી છે ૧૨ માટે જેઓના દિલમાં પ્રેમ વહેલો છે ૧૩ તેઓ પણ પ્રેમથીજ વર્તે. જો કોઇ પ્રભુથી દયા પામીને બીજા સાથે દયાથી નહિ વર્તે તેને છેલ્લી દમડી ચુકવી આપતાં સુધી છુટકો થનાર નથી. ૧૪

"પ્રેમ" એ તો આત્માનું પહેલું ફળ૧૫ છે અને ખ્રીસ્ત ઇસુમાં તો જે વિશ્વાસ પ્રેમની માર્ફતે કાર્યકારક છે તેજ ઉપયોગી છે ૧૬ તેથી આપણા મહાન પ્રભુનો નવો હુકમ જે પ્રેમ કરવા વિષેનો છે તેમાં સઘળી ઉત્તમતા તથા ખરાપણું રહેલાં છે.

પ્રેમથી ઉલટો ગુણ દ્વેષ છે અને દ્વેષથી સેતાનનાં છોકરાં પ્રગટ થાય છે ૧૭ પણ પ્રીતિથી દેવનાં છોકરાં પ્રગટ થાય છે. અને પ્રીતિનું વધારે વર્ણન શું કરીએ. પ્રીતિ વિના તો ભાષાઓ, ભવિષ્યજ્ઞાન,

---

૮. માત્થી; ૧૦; ૪૦. ૯. રૂમી; ૧૩; ૧૦. ૧૦. રૂમી; ૧૩;૮. ૧૧. ૧યોહા; ૪; ૨૦. ૧૨. ૧યોહા; ૪; ૧૦. ૧૩. રૂમી; ૫; ૫. ૧૪. માત્થી; ૧૮,૩૪. ૧૫. ગલા; ૫; ૨૨. ૧૬. ગલા; ૫; ૬. ૧૭. ૧યોહા; ૩; ૧૦.

ભર્મો તથા પહાડ ખસેડાય એવો વિશ્વાસ પણ નકામો છે. પ્રીતિ સહનશીળ તથા ઉપકારક અને ખમનાર છે. તે અન્યાયમાં નહિ પણ સત્યમાં હર્ખાય છે. "પ્રીતિ" એમાં જાણે પ્રભુના ઘણા ગુણો દીપી નિકળે છે. આ કૃપાના સમયમાં દેવ પ્રીતિરૂપે પ્રગટ થયો છે. અને જો કોઇ કૃપા પામેલો તથા ઈસુનો શિષ્ય છે તેને આ નવા હુકમ મુજબ પ્રેમ કરવાનો છે. કૃપા પામેલા માણસમાં વિશ્વાસ, આશા તથા પ્રીતિ એ ત્રણે સાથે રહે છે, પણ તેમાં પ્રીતિ શ્રેષ્ઠ છે. ૧૮ સ્તેફન પોતાના પત્થરોથી ઘાયલ થતા શરીર તથા છુંદાતા શિરનું દુઃખ વિસ્મરણ કરીને "હે બાપ આ દોષ તેઓપર મુકતો ના" એવા પ્યારથી ભરેલા શબ્દો બોલી પોતાને લેવા ઉભેલા તારનારની હજુરમાં જવા ઉંઘી ગયો. ૧૯

નિયમના સમયમાં તો પડોશીપર પ્રીતિ અને વૈરીપર દ્વેષ રાખવાને છુટ હતી. પણ આ કૃપાના સમયમાં જે પ્રભુ દુષ્ટોના મોતમાં રાજી નથી તે "પ્રીતિ" રૂપે પ્રગટ થયો છે. અસલથી પ્રભુ પોતાના સુરજને ભલા તથા ભૂંડાપર ઉગાવતો આવ્યો છે, અને ન્યાયી તથા અન્યાયપર વરસાદ વરસાવતો આવ્યો છે ૨૧ છતાં આ કૃપાના સમયમાં બધા પાપી તથા દુષ્ટોના તારણને સારૂ તેણે પોતાનો વિશેષ કૃપા પ્રગટ કરી છે, માટે આપણા પ્રભુના હુકમ મુજબ સર્વપર પ્રેમ કરવો.

"પ્રીતિમાં" ઘણું આશ્ચર્ય રહેલું છે. હા દુષ્મનોપરની પ્રતિથી ઘણું અજાયબ કામ દેખાઇ આવે છે. પ્રભુ આપણાં કામ પ્રમાણે આપણી સાથે વરત્યો નથી (પણ પ્રીતિથી) ત્યારે આપણું કેવું હીત

---

૧૮. ૧કરી; ૧૩. ૧૯. પ્રેરી; ૭; ૬૦. ૨૦. માત્થી; ૫; ૪૩. ૨૧. માત્થી; ૫; ૪૫.

ચયું છે! સમારી લોકોએ ઈસુનો અંગીકાર ન કર્યો તો ગર્જનાના દીકરાઓ આકાશથી આગ વરસાવવા ચાહતા પણ ઈસુએ તેમને ધમકાવ્યા. આપણે તેનું પરિણામ એ જોઇએ છીએ કે વખત જતાં સમારીઓએ દેવની વાત અંગીકારી અને એજ યોહાન પીતરની સાથે પવિત્ર આત્માની આગ ઉતારનાર થયો. ૨૨

હવે આ બેમાંથી આપણે શું પસંદ કરીશું? એટલે અદેખાઇથી પરસ્પર એક બીજાને કરડી ખાઈ નાસ પામવો ૨૩ કે આ રાજમાન્ય નિયમ ૨૪ જે નિયમની સંપૂર્ણતા તથા ઇસુની નવી આજ્ઞા છે તે મુજબ એક બીજાપર પ્રેમ કરવો?

---

# કૃપાની ફરજો.

## કૃપા વિષે જાણીતા થવું.

"તમે આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા જાણોછો, કે તે ધનવાન છતાં આપણે લીધે દરિદ્રી થયો એમાટે કે તમે તેના દરિદ્રથી ધનવાન થઇ જાઓ" ૧

દાઉદ રાજા મરણની પથારી પર પડેલો હતો, અને જ્યાં સઘળી દુનિયા જાય છે ૨ તે માર્ગે પોતાના દીર્ઘકાળી ઘેર ૩ જવાની તૈયારીમાં હતો, ત્યારે તેણે પોતાના વ્હાલા પુત્ર સુલેમાનને બોલાવીને કહ્યું, કે "મારા દિકરા સુલેમાન તું તારા બાપના દેવને જાણ" ને સંપૂર્ણ હૃદય તથા પુરા મનથી તેની સેવા કર. ૪ આથી માલુમ પડે છે કે જો સુલેમાન તેના બાપ દાવુદના દેવને જાણે નહિ તો તેની સેવા પુરા મનથી કરે નહિ. જ્યારે માણસને દેવની જાણ થાય છે ત્યારે તેની પ્રીતિ પ્રભુ પર લાગે છે. નામાન કોઢી શુદ્ધ થયા પછી

---

૨૨. પ્રેરી; ૮: ૧૪—૧૭. ૨૩. ગલા; ૫;૧૫. ૨૪ યાકુ; ૨;૮. ૧. ૨ કરી; ૮;૯. ૧૨૧;૨; ૧. ૩ સભા; ૧૨; ૫. ૪. ૧કાલ;૨૮,૯.

એલીશાને કહેવા લાગ્યો કે હવે હું જાણુંછું કે કેવળ ઇસ્રાએલમાંજ દેવ છે. અને ત્યાર પછી બીજા દેવનું ભજન કરવાને તેણે ચાહ્યું નહિ.૫ તો કૃપા, જેમાં આપણો મોટો ઉદ્ધાર છે તે જો કોઈ જાણે નહિ તો તેને પ્રાપ્ત કરવા સારૂ તે કદી લોભાશે નહિ. તેથી અગત્ય છે કે જે કૃપા આપણે સારૂ પ્રગટ થઇ છે તેને જાણવી જોઇએ.

આંધળા બારતીમાયને માલૂમ પડ્યું કે જ્યાં થઈને ઇસુ જાય છે તો તે એકદમ બૂમ પાડી ઉઠયો કે "દાવુદના દિકરા મારા પર દયા કર ૬ અને ઇસુની કૃપાદ્રષ્ટિથી તે દેખતો કરાયો. જ્યારે મોતીના વેપારીને મુલ્યવાન મોતી ૭ મળી આવ્યું ત્યારે તેણે બધાં નાનાં મોતી વેચીને તે ખરીદ કર્યું. તેમજ ખેતરમાં સંતાડેલું દ્રવ્ય છે એવું જ્યારે જાણવામાં આવ્યું ત્યારે જાણનારે પોતાનું બધું વેચીને તે ખેતર પ્રાપ્ત કીધું. ૮ આજ પ્રમાણે જે માણસો પ્રગટ થએલી કૃપા જાણે છે તેઓ પોતાના દરિદ્રથી ધનવાન થવા સારૂ કૃપા પર કૃપા પામે છે. જો કોઇ કૃપા જાણે નહિ તો ખચીત છે કે તે કૃપા ખોશે.

સાઉલના મરણ પછી જ્યારે દાઉદ રાજા થયો ત્યારે યોનાથાનની પ્રીતિને લીધે યોનાથાનના પુત્ર મફીબોશેથને દાવુદે બોલાવ્યો અને પોતાની સાથે મેજપર બેસનાર કીધો. ત્યારે મફીબોશેથ કહેવા લાગ્યો કે તારો દાસ.જે એક કુતરા તુલ્ય છે તેનાપર આટલી બધી કૃપા દ્રષ્ટી કરે તેને હું લાયક નથી. ૯ જ્યારે કૃપા જાણવામાં આવે છે ત્યારેજ પ્રભુની મોટાઇ તથા આપણી અધમતા જાણવામાં આવે છે. આ પ્રમાણે પ્રભુની કૃપા જાણવી એ દયાળુ પ્રભુને ઘણું પ્રીય લાગે છે. દાઉદ પ્રભુને સારૂ જ્યારે ઘર બાંધવાની ઉમેદ રાખતો હતો ત્યારે

---

૫. ૨૨ા; ૫, ૧૭. ૬. માર્ક; ૧૦; ૪૮. ૭. માત્થી; ૧૩;૪૫-૪૬ ૮. માત્થી; ૧૩; ૪૪. ૯ રસામુ; ૯;૮.

પ્રભુએ તેને જણાવ્યું કે તુ મારે સારૂ ઘર ન બાંધ પણ તારા પછી તારો પુત્ર સુલેમાન મારે સારૂ ઘર બાંધશે. જો તે મારા વિધી તથા હુકમો પ્રમાણે ચાલશે તો તારા વંશમાં રાજ્યાસન પર બેસનારની ખોટ પડશે નહિ. પણ જો અનાજ્ઞાંકિત થશે તો હું ફટકાથી શિક્ષા કરીશ. પણ તારી આગળના રાજાની માફક મારી કૃપા તેના પરથી છેક છીનવી નહિં લઇશ. આ વર્ત્તમાનથી દાવુદ પ્રભુનો ઉપકાર માનતાં કહેવા લાગ્યો કે હે પ્રભુ હું કોણ ને મારૂં ઘર શું કે તુ મને આટલે સુધી લાવ્યો છે, ને વળી તારા સેવકનાં સંતાન વિષે પણ તેં કૃપા પ્રગટ કરી છે? ૧૦

દાઉદના ઉપર પ્રભુએ કૃપા કરી કેમકે તે સંપૂર્ણ હૃદયથી પોતાના પ્રભુના માર્ગોમાં ચાલ્યો હતો. પણ આપણે જેઓ "દેવહીન"૧૧ અને ભૂંડા કામોથી પ્રભુના વૈરી ૧૨ હતા તેઓ ઇસુપરના વિશ્વાસે કરી દેવનાં છોકરાં થવાનો અધિકાર ૧૩ પામે અને ખ્રીસ્તની સંગાતે સહવારસ ૧૪ ગણાઇએ એ શું પ્રભુની થોડી કૃપા કહેવાય? પ્રભુ ધૂળમાંથી રાંકને ને ઉકરડામાંથી ગરિબને ઉભા કરી અમીર ઉમરાવો સાથે બેસાડે ૧૫ તે કરતાંએ પ્રભુ પોતાની મેજપર બેસનાર કરે એ કેવી આશ્ચર્યકારક કૃપા! તેની કલ્પના કોણ કરી શકે? ઇસુ કહે છે જો કોઇ મારી વાણી સાંભળે ને બારણું ઉઘાડે તો હું તેની સાથે જમીશ ને તે મારી સાથે જમશે, ૧૬ એ કેવી બેસુમાર કૃપા! જે વર્ષે બાબેલમાં એવીલ-મરોદાખ રાજા થયો તે વર્ષે યહુદાહના રાજા યહોયાખીનને બંદીખાનામાંથી કાઢીને તેણે ઉચ્ચ પદવી આપી. તેણે તેની સાથે માયાળુપણાથી વાત કીધી. અને પોતાની હજુરમાં

---

૧૦ ૨સામુ; ૭;૧૮. ૧૧ એફે; ૨; ૧૨. ૧૨ કલો; ૧; ૨૧. ૧૩ ૧યોહા; ૩;૧. ૧૪ રૂમી; ૮; ૧૭. ૧૫ ગીત; ૧૧૩; ૬-૭. ૧૬ પ્રક; ૩; ૨૦.

બાબેલમાં જે રાજાઓ હતા તેઓનાં આસનો કરતાં તેનું આસન ઉંચી જગ્યાએ મૂક્યું, ને તેનો બંદીવાનનો પોષાક બદલાવ્યો, વળી તેના આયુષ્યના સર્વ દિવસો સુધી તેણે હમેશાં તેની હજુરમાં રોટલી ખાધી. ૧૭ પરંતુ આ કરતાં વધારે કૃપા પ્રભુએ પાપી માણસોપર કીધી છે. ભાગ્યશાળી તે છે કે જે પ્રભુની આ કૃપા જાણે છે. શું તમે આપણા પ્રભુ ઈસુખ્રીસ્તની કૃપા જાણોછો કે તે ધનવાન છતાં દરિદ્રી થયો, એમાટે કે તમે તેના દરિદ્રથી ધનવાન થઇ જાઓ.

"કૃપા જોરથી પકડી રાખવી"૧

યાકુબ જ્યારે દુતને મળ્યો, ત્યારે તેણે દૂતને પકડી રાખ્યો. દુતે તેને કહ્યું મને જવાદે પણ યાકુબે કહ્યું મને આર્શિવાદ દીધા વિના હું તને જવા દેનાર નથી. એમ યાકુબે આખી રાત તેની સાથે મલ-યુદ્ધ કીધું ને દુત ઉપર ફતેહ પામ્યો જેથી તે ઇસ્રાયલ એવું નવું નામ પામ્યો. ૨

જ્યારે એલીયા વિષે એલીશાને માલૂમ પડ્યું કે પ્રભુ, મારે શિ-રથી મારા ધણીને આજે લઇ લેશે ત્યારે તે યહોવાના સમ ખાઇને કેવો ઝમો પકડી રહ્યો હતો ! અને એમ ગીલગાલ, બેથેલ, યયરેખો તથા યર્દન ઓળંગી જતાં પણ તેણે તેને છોડ્યોજ નહિ. ત્યારે એ-લીયાના કરતાં બમણો આત્મા તે પામ્યો છે ૩ પરંતુ આપણે તો જે કૃપા આપણા પર થઇ છે તેને જોરથી પકડી રાખવાની છે. મંદીરના બારણા આગળ ભીખ માગવાને બેઠેલા લંગડાને જ્યારે પીતરે પ્રભુ ઇસુના નામથી સાજો કર્યો ત્યારે તે પણ કેવો પીતરને વળગી રહ્યો હતો ૪ તો પ્રભુ ઇસુખ્રીસ્તથી જે કૃપા આપણા આત્માને સારૂ થઇ

---

૧૭ ૨૨૧; ૨૫; ૨૭–૨૫. ૧ હેબ્રી; ૧૨; ૨૮. ૨ ઉત્પ;૩૨;૨૮. ૩ ૨૨૧; ૨; ૯. ૪. પ્રેરી; ૩; ૧૧.

છે તે કેવા જોરથી પકડી રાખવી !

રૂથ, પોતાની સાસુ નાઓમીને કેવી વળગી રહી છે ! જ્યાં તું જશે ત્યાં હું આવીશ. જ્યાં તું મરશે ત્યાં હું મરીશ. જે તારા લોક તે મારા લોક ને તારો દેવ તે મારો દેવ; મોત સીવાય બીજુ કંઈ મને તારાથી જુદું ન પાડે " અને જ્યારે તેણીએ જોયું કે મારી સાથે આવવાનો તેનો દ્રઢ નિશ્ચય છે ત્યારે તેણીએ તેને કહેવું મૂકી દીધું " ૫ અને એમ આ રૂથ મોઆબેણુ છતાં પ્રભુ ઈસુની પેઢીમાં આપણે તેનું નામ વાંચીએ છીએ. ૬

હવે નિયમના જમાનામાં પ્રયત્ન કરવાથી કૃપા પ્રાપ્ત થએલી છે. પણ આ પ્રભુએ માન્ય કરેલા વર્ષ પછીતો ઈસુખ્રીસ્તને લીધે આપણા પર દેવે પોતાની વિશેષ કૃપા પ્રગટ કરી છે તો આપણે કેટલા પ્યારથી તેને પકડી રાખવી ?

## " કૃપામાં ઉભા રહેવું " ૧

પ્રભુના માણસને પાપીઓના માર્ગમાં ઉભા રહેવાને ૨ મના કરેલી છે, પણ જે કૃપા પ્રભુએ આપણા પર કરીછે તેમાં આપણે ઉભા રહેવાનું છે, દેવની વાતો કેટલાએક હર્ષથી માને છે પણ પરિક્ષણની વેળાએ પાછા હઠે છે. ૩ નાસવું એતો હમેશાં બ્હીકણ પણાની વાત છે. પણસ્થીર તથા દ્રઢ રહેવું એ હિંમતની વાત છે. કોઇ પૂઠે ન લાગે તો પણ દુષ્ટ નાસે છે પણ ન્યાયી સીંહના જેવી છાતી રાખે છે. ૪ જો ખ્રીસ્તી માણસ ખ્રીસ્ત ઇસુની પ્રીતિમાં જડ તથા પાયા ઘાલેલો ૫ થાય તો પોતાના પરમ પવિત્ર વિશ્વાસમાં તે ઘણો દ્રઢ રહેશે. ૬ કૃપાના સમયમાં વિશ્વાસ પ્રગટ થયો છે. ૭ અને

---

૫. રૂથ; ૧, ૧૬-૧૮. ૬. માત્થી; ૧;૫. ૧. પીત; ૫; ૧૨. ૨. ગીત; ૧; ૧. ૩. લુક; ૮; ૧૩. ૪. દ્રષ્ટાં; ૨૮;૧. ૫. કલો;૨;૭. ૬. યહુ; ૨૦. ૭. ગલા; ૩; ૨૫.

આપણે તેમાં સ્થીર રહેવાનું ૮ છે, તથા વિશ્વાસથીજ ઉભા રહેવાનું છે. ૯ કદાપી જગત ઉલટું દેખાય અને ઇસુના નામને સારૂ આપણે છાવણી બહાર દેખાઇએ, ૧૦ તોપણ દેવની ખરી કૃપામાં ઉભા રહેવું, ને વડીલોના સંપ્રદાય ૧૧ તથા ફરોશીઓનું ખમીર ૧૨ એ વિષે સાવધાન રહેવાનું છે, કેમકે તે દેવની ખરી કૃપા નથી. પણ પ્રભુનું સત્ય જેમાં ખમીર નથી, તેનેજ પકડતાં આપણે ખરી કૃપામાં ઉભા રહેવું. પાઉલ લખે છે કે બીજાઓની માફક અમે દેવની વાતોમાં ભેળ કરતા નથી. ૧૩ ત્યારે એવા ભેળ વગરના સત્યને પકડી આપણે સ્થીર રહેવું, કેમકે ત્યારેજ તમે જે કૃપામાં ઉભા રહો છો તે દેવની ખરી કૃપા છે એમ સમજવું.

## "કૃપામા વધવું"

"કૃપામાં, તમે વધ્યા કરો" ( ૨ પીત. ૩:૧૮ )

સુવાર્ત્તામાં યોહાન વિષે લખ્યું છે કે તે છોકરો મોટો થયો ને જ્ઞાનથી ભરપુર થઇને બળવાન થતો ગયો ૧ તેમજ આપણા પ્રભુ ઇસુ વિષે લખ્યું છે કે અને તે છોકરો મોટો થયો ને જ્ઞાનથી ભરપુર થઇને બળવાન થયો ને દેવની કૃપા તેનાપર હતી. વળી જ્ઞાનમાં તથા કદમાં ને દેવની તથા માણસોની પ્રસન્નતામાં વધતો ગયો. ૨

હવે જે કોઇ પ્રભુમાં નવાં જન્મેલાં બાળકો છે તેમની ફરજ છે કે તેમણે આપણા પ્રભુ ઇસુખ્રીસ્તની કૃપામાં તથા આપણા પ્રભુ ઇસુખ્રીસ્તના જ્ઞાનમાં વધ્યા કરવું. નવાં જન્મેલાં બાળકનું ધોરણ હમેશાં દુધપર રહે છે. તેઓ અન્ન પચાવી શકતાં નહિ હોવાથી

---

૮. કલો; ૨;૭. ૯. ૨કરીં; ૧; ૨૪. ૧૦. હેબ્રી; ૧૩; ૧૩. ૧૧. માત્થી; ૧૫;૩. ૧૨. માત્થી; ૧૬; ૬. ૧૩. ૨કરીં; ૨; ૧૭. ૧ લુક; ૧; ૮૦. ૨. લુક; ૨;૪૦,૫૨.

દુધ પીએ છે ૩ તો આપણને પણ એવો અનુભવ થયો હોય કે પ્રભુ દયાળુ છે તો તે દુધથી તારણ મેળવતાં સુધી વધ્યા કરવું. ૪ છતાં નવા જન્મથીજ સંતોષ માનવો નહિ. કેમકે દુધ પીવું એ બાળપણની વાત છે. પણ પુખ્ત ઉમરનાને માટે પાકું અન્ન રહેલું છે.૫

દુધ પીનાર, નવાં જન્મેલાં બાળક હોવાથી દેવના રાજ્યમાં જઇ શકે ૬ ખરાં પણ તેઓ દૈહીક અવસ્થામાં રહે છે. અને તેથી તેઓ ન્યાયીપણાની વાતો સબંધી અપ્રવિણ છે. ૮ ત્યારે શું આપણે નવાં જન્મેલાં બાળકો હોઇ દુધજ પીતાં રહીએ ? ના, પ્રભુની મરજી છે કે આપણે ધાવણ છોડીએ. ઇસ્હાકે ધાવણ છોડયું ત્યારે ઇબ્રાહીમે મોટી મીજબાની કીધી. ૯ કેમકે ત્યાર પછી ઇસ્હાક અન્ન ખાતાં શિખ્યો. એમજ આપણો સ્વર્ગી પીતા પણ આપણને અન્નથી પાળવા ચાહે છે. આ ઘણીજ મોટી ખામી આપણા જોવામાં આવે છે, કે પસ્તાવો, નવો જન્મ, વિશ્વાસ અને તારણ પ્રાપ્ત થાય એટલે બસ માનવું. ખરેખર એ વાતો કંઇ સાધારણ નથી, પણ પ્રભુની પરમ કૃપાની વાતો છે. છતાં ઉપરની બાબતો પ્રાપ્ત થયા પછી તેમાં પ્રભુમાં આગળ નહિ વધતાં એટલામાંજ સંતોષ માનવો, એમાં પ્રભુને સંતોષ નથી. નવો જન્મ, વિશ્વાસ, તારણ એ ખરા ખ્રીસ્તી માણસની શરૂઆતની વાત છે. પણ એવી જીંદગીની ત્યાર પછીજ ઘણી લહેજત રહેલી છે, માટે આપણે કૃપામાં વધવું. બાળપણમાં ૧૦ પાપની માફી મળે છે. જુવાની ૧૧ ભૂંડાને જીતવાની છે. અને વૃધાવસ્થામાં ૧૨ બાપની ખરી ઓળખ છે. હરેક ખરો ખ્રીસ્તી આ ત્રણે અવસ્થા ધ્યાનમાં રાખી પ્રભુમાં વધતો જાય તો કેવું સારૂં ! પાઉલ લખે છે કે મારા

---

૩ ૧કરીં; ૩; ૨. ૪. ૧ પીત્ત; ૨; ૩. ૫. હેબ્રી; ૫; ૧૪. ૬. યોહા; ૮;૩,૫. ૭. ૧કરીં; ૩;૧. ૮. હેબ્રી;૫;૧૩. ૯. ઉ૮૫;૨૧;૮. ૧૦. ૧યોહા;૨;૧૨. ૧૧. યોહા;૨;૧૩-૧૪. ૧૨. ૧યોહા; ૨;૧૩,૧૪.

દિકરા, ખ્રીસ્ત ઇસુમાં જે કૃપા તેમાં તુ સમર્થથા. ૧૩

મંદ થએલા હેબ્રીઓને પાઉલે લખ્યું કે " જ્યારે એટલામાં તમારે ઉપદેશકો થવા જોઇતુ હતું ત્યારે તો દેવનાં વચનોનાં મૂળતત્ત્વો વિષે કોઇ તમને ફરી શિખવે એવી અગત્ય છે; ને તમે એવા થયા કે તમને દુધની અગત્ય છે, પણ પાકા અન્નની નથી. કેમકે જે હરેક દુધ પીએ છે તે ન્યાયીપણાની વાતો સંબધી અપ્રવિણ છે. કાંજે તે બાળક છે, પણ જે પુરા છે એટલે જેઓની ઈંદ્રીઓ ભલું ભુંડું પારખવાને વપરાએલી છે તેઓને સારૂ પાકું અન્ન છે. " ૧૪ હરેકે પોતાની સ્થાતિ ધ્યાનમાં લઇ પ્રભુની ઓળખમાં વધતા જવું (કુલો; ૧:૧૦) હા ખ્રીસ્તની સંપુર્ણતાના કદને પહોંચીએ માટે ખ્રીસ્ત જે શિર તેમાં સર્વપ્રકારે વધીએ. ( એફે,૪,૧૫ )

પ્રભુએ મુસાને પોતાનો માર્ગ ને ઇસ્રાએલને પોતાનાં કૃત્ય જણાવ્યાં છે. ૧૫ તેમાં કેવો મોટો ફરક દેખાય છે' કૃત્ય જેમને જાહેર કર્યાં એવા ઇસ્રાએલીઓએ પોતાનાં મન મિસરની ભણી ૧૬ રાખ્યાં છે, પણ માર્ગ શિખેલા મુસાએ રાજમહેલમાં ઉછર્યા છતાં મિસરની દોલત કરતાં ખ્રીસ્તની નિંદા પસંદ કરી છે. ૧૭ તમે પ્રભુનાં કૃત્યો જોવા ચાહો છો કે પ્રભુના માર્ગ શિખવા ચાહો છો? પાકા અન્નનો ફરક મુસામાં કેવો દેખાય છે!

જ્યારે શિષ્યો રોટલી વેચાતી લેવાને શહેરમાં ગયા, ત્યારે આપણો પ્રભુ થાકેલો હોવાથી કુવાપર સમારી સ્ત્રીની સાથે વાત કરતાં બેઠો હતો, ત્યારે શિષ્યો ખાવાનું લઇને આવ્યા અને કહ્યું રાબી જમ. પણ ઇસુએ કહ્યું કે મારી પાસે એક અન્ન છે, છતાં જ્યારે શિષ્યો

---

૧૩. ૨તીમો; ૨;૧. ૧૪. હેબ્રી; ૫;૧૪. ૧૫. ગીત; ૧૦૩; ૭. ૧૬. ગણ; ૧૧; ૫. નિર્ગ; ૧૪;૧૨. ૧૭. હેબ્રી; ૧૧; ૨૬.

ન સમજ્યા ત્યારે ખુલ્લું કહ્યું કે "મારા આકાશમાંના બાપની ઇચ્છા પુરી કરવી તે મારૂં અન્ન છે." ૧૮ આ પ્રમાણે પુખ્ત ઉંમરના થઈ પાકું અન્ન ખાઇએ ત્યાં સુધી આપણે કૃપામા તથા પ્રભુ ઇસુ ખ્રીસ્તના જ્ઞાનમાં વધ્યા કરીએ.

## કૃપા પ્રાપ્ત કરનારની પવિત્ર હાલત.

"જે કોઇ ઇસુમાં છે તે નવી ઉત્પત્તિ છે". ૧

"પણ તમે તો પસંદ કીધેલો વંશ, રાજમાન્ય, યાજક વર્ગ. પવિત્ર લોક તથા પ્રાપ્ત કરેલી પ્રજા છો...તમે પહેલાં દયા પામેલા નહોતા, પણ હાલ દયા પામ્યા છો...૨

ખરેખર જેઓ કૃપા પામેલા છે તેઓની હાલતમાં જે મોટો ફરક થાય છે તે પવિત્ર હાલત છે, કેમકે જ્યાં પાપ અધિક થયું ત્યાં કૃપા પણ અધિક થઇ છે. આ કૃપાના કારણે પવિત્રાત્મા તે કૃપાનો આત્મા ૩ કહેવાય છે. માટે જે કૃપા પામેલો તે વિશ્વાસથી ન્યાયી ઠરેલો, તારણ પામેલો છે, પવિત્રાત્માએ કરીને પવિત્ર હાલતમાં આવેલો છે. જેમ લખ્યું છે કે આપણે નિયમને આધીન નથી પણ કૃપાને આધીન છીએ માટે પાપ કરતા રહીએ શું? ના, એવું ન થાય. જો આપણે પાપ સબંધી મુઆ તો પછી એવું જીવન કેમ કાઢીએ? ૪ આપણે યાદ રાખવું ક ખ્રીસ્ત વિનાની જીંદગી તે પાપી (પાપ તથા અપરાધમાં મરેલા ૫) એવી જીંદગી છે, પણ ખ્રીસ્ત ઇસુએ જેને પાપ તથા અપરાધમાંથી જીવતો કીધો છે, તે જીવતા થવું પવિત્ર સ્થિતિ છે. એવો જીવતો થએલો મનુષ્ય પવિત્ર હાલતમાં આવેલો કહેવાય. પહેલા આદમે જે ખોયું, બગાડયું તે સર્વ બીજો આદમ પ્રાપ્ત કરાવે છે. હા પહેલા આદમ કરતાં

---

૧૮. યોહા; ૪; ૩૨-૩૪. ૧ ગલા; ૬;૧૫. ૨. ૧પીત; ૨;૯. ૩. હેબ્રી; ૧૦; ૨૯. ૪. રૂમી; ૬; ૧-૨. ૫. એફે; ૨;૧.

બીજા આદમનું બળ તથા પરાક્રમ વધારે હોવાથી પહેલા આદમથી જે પાપી હાલત થઇ તેમાંથી બીજો આદમ પવિત્ર હાલતમાં લાવનાર છે. જે તેડાએલા છે તેઓ પવિત્ર થવાને સારૂ તેડાએલા છે. ૬ માટે જેઓ પ્રભુ પાસે આવે છે, તેઓ પવિત્ર થવા માટે તેડાએલા હોય, તો શું પ્રભુમાં આ કાર્ય કરવાની શક્તિ નહિ હોય? કપડું ગમે તેવું મેલું હોય પણ સાફ કરવું ધોબીના ૭ હાથમાં છે. આપણે ગમે તેવા પાપી અને ભ્રષ્ટ હોઇએ પણ પવિત્ર કરવા એ પ્રભુનું સામર્થ છે. આપણી નબળાઇથી તેનું જોર કમી થતું નથી. આપણને જે અશક્ય તે દેવને શક્ય છે. અને વિશ્વાસ કરનારને પણ સર્વ શક્ય છે, ત્યારે આપણે કબુલ કરીશું કે પહેલા આદમથી જે પાપી હાલત થએલી છે, તેમાંથી બીજો આદમ જીવતા કરી પવિત્ર હાલતમાં લાવે છે. કેમકે જે કોઇ ખ્રીસ્ત ઇસુમાં છે તે નવી ઉત્પત્તિ થયો છે. જે જુનું તે વહી ગયું જુઓ બધું નવું થયું છે ૮ ત્યારે શું આ "નવી ઉત્પત્તિ" "બધું નવું" એ શબ્દોથી જુની હાલતની "પાપી" અવસ્થા બતાવે છે કે ખ્રીસ્તમાં બદલાયલી પવિત્રીકરણની હાલત પ્રગટ કરે છે! આ "નવી ઉત્પત્તિ" આકાશમાં મરણ પછીની વાત નહિ પણ પૃથ્વીપર દેહમાંની વાત છે. હા ખ્રીસ્તપર ખરો વિશ્વાસ કરનારની મરણ પહેલાંની પવિત્ર હાલત છે. કેમકે ખ્રીસ્તે નિકોદીમસને નવા જન્મ સંબંધી વાત કરતાં કહ્યું કે જો, મેં તમને પૃથ્વીપરની વાતો કહી. ૯

ખ્રીસ્ત ઇસુના પ્રતાપે માણસની હાલત બદલાઇ જાય છે એટલે:—

જે પાપ તથા અપરાધમાં મુએલાં તેઓ તેમાંથી જીવતાં થાયછે.

જે પહેલાં અંધકાર હતા તે પ્રભુમાં અજવાળું છે.

---

૬. રૂમી; ૧;૧. ૭. માર્ક; ૯;૩. ૮. ૨કરીં;૫;૧૭. ૯ યોહા;૩;૧૨.

જે દેવહીન તેઓ દેવનાં છોકરાં થાય છે, અને જે પારકા તેઓ પવિત્ર આત્માથી દત્તકપણું પામી "આબા બાપ" એવી હાંક મારે છે. તેઓને દેવે જીવતા તથા સદા રહેનાર વચનથી અને ખ્રીસ્તપર વિશ્વાસ કરવાથી ફરી જન્માવ્યા છે. જેમ લખ્યું છે કે જેટલાએ તેનો અંગિકાર કીધો એટલે જેટલાએ તેનાપર વિશ્વાસ કીધો તેટલાને તેણે દેવનાં છોકરાં થવાનો અધિકાર આપ્યો. તેઓ લોહીથી નહિ કે દેહની ઇચ્છાથી નહિ કે માણુસની ઇચ્છાથી નહિ પણ દેવથી જન્મ પામે છે. અહા, ખ્રીસ્તમાં કેવી અજાયબ કૃપા પ્રભુએ આપણે સારૂ કીધી છે કે આપણે દેવનાં છોકરાં કહેવાઇએ, અને છોકરાં તો છીએ, એ માટે જગત આપણુને ઓળખતુ નથી. ૧૦

આપણે વાંચીએ છીએ કે દેવ પવિત્ર છે, અને પવિત્રાઈ વિના કોઇ પ્રભુનું મુખ જોઇ શકતું નથી. ૧૧ તો શું જેઓ પ્રભુથી નવો જન્મ પામી દેવનાં છોકરાં કહેવાય છે તેઓ પાપી તથા અપવિત્ર હાલતનાં છે! ના, ના. એમ કહેવા જતાં તો આપણે પ્રભુને બટ્ટો લગાડનાર થઇએ છીએ.

"મજ પાપીપર દયા કર" "પાપીઓમાં હું મુખ્ય છું" આ નમ્રતાના શબ્દો આપણે સદા બોલ્યા કરવાના નથી. જે ભૂતકાળની વાત તે વર્ત્તમાન તથા ભવિષ્યને માટે બોલી શકાય નહિ. જો બોલાય તો ફક્ત ભૂતકાળને માટેજ.

કરિંથની મંડળીને પાઉલે લખ્યું કે શું તમે નથી જાણુતા કે અન્યાયીઓ દેવના રાજ્યનો વારસો પામશે નહિ; તમે ભૂલ ન કરો, વ્યભીચારીઓ, મુર્ત્તિભક્તો, છીનાળવાઓ, કામીઓ, પુમૈથુનીઓ, ચોરો, લોભીઓ, છાકટા, નિંદકો તથા જુલમીઓ, એઓ દેવના

---

૧૦, ૧યોહા;૩;૧. ૧૧. હેબ્રી; ૧૨; ૧૪.

રાજ્યનો વારસો પામશે નહિ. ને તમારામાંના કેટલાએક એવા હતા.
પણ તમે પ્રભુ ઈસુને નામે તથા આપણા દેવના આત્માથી ધોવાયા તથા પવિત્રીકરણ ને ન્યાયીકરણ પામ્યા. ૧૨

વહાલા વાંચક, આ ઉપરની કલમોમાં ખ્રીસ્ત વિનાની જીંદગી કેવી છે તે " એવા હતા " એ શબ્દોમાં જાહેર થએલી છે. પણ કલમ ૧૧ માં તેજ હાલતનો માણસ બદલાઇને બીજી અવસ્થામાં આવે છે એટલે પ્રભુ ઈસુને નામે આત્માથી ધોવાઇ તે પવિત્રીકરણ તથા ન્યાયીકરણ પામે છે. આ હાલત ભવિષ્યકાળની નહિ પણ બદલાણ પામેલાને સારૂ વર્ત્તમાન કાળની છે.

બદલાએલી અવસ્થા હમેશાં બીજા સ્વરૂપમાં આવે છે. પેલા આંધળાનાં માબાપ બ્હીકણાં છતાં યહુદીઓને એટલું તો કહી શક્યાં કે એ " પહેલાં આંધળો હતો. " ૧૩ એમાં " હતો " આ ભૂતકાળની વાત હોવાથી " પહેલાં આંધળો હતો " એમ કહીને "પણ હવે દેખે છે" આ બદલાયલી અવસ્થા છે. ત્યારે શું તે દેખતો થયા પછી એમજ બોલ્યા કરે કે હું જન્મથી આંધળો, ઈસુએ દેખતો કર્યા પછી પણ આંધળો, ને મરણ સુધી પણ આંધળોને આંધળોજ છું!! જો તે એમ બોલ્યા કરે તો આપણે તેને મૂર્ખ ગણીશું. પણ તે આંધળો પોતાને મળેલી દૃષ્ટિ વિષે અજાણ નથી રહ્યો. તે તો યહુદીઓને ખુલ્લી રીતે કહે છે કે " એક વાત હું જાણું છું કે હું જે આંધળો હતો તે હવે દેખતો થયો છું " હવે જો આંધળો પોતાની બદલાએલી સ્થીતિને જાણી શકયો તો એક પાપી જે પાપ તથા અપરાધમાં મૂએલો હતો તેમાંથી જીવતો થયો તે જાણી ન શકે શું? વળી "જીવતા થવું" તે શું પોતાની પ્રથમની હાલત એટલે પાપી તથા ભ્રષ્ટ હાલત

૧૨. ૧કરીં; ૬;૯–૧૧. ૧૩. યોહા; ૯; ૨૦–૩૪.

બતાવે છે? ના, તેનામાં પવિત્રીકરણનું કાર્ય થએલું હોવાથી તે પવિત્ર અવસ્થામાં આવેલો છે તે બતાવે છે. ઉગેલું બી ભલે શરૂઆતે નાનું દેખાય, પણ ફળના પ્રમાણમાં તે વધશે અને ધીમે ધીમે મોટું થશે. એમજ ખ્રીસ્તને પ્રતાપે જે માણસો પવિત્ર જીવન પામે છે તેઓ પવિત્રાઇમાં વધતા જાય છે. આગલી "પાપી" હાલત નષ્ટ થએલી અથવા વધસ્તંભે જડાએલી હોવાથી, જુનું માણસપણું રોજ રોજ મરતું જશે પણ નવું માણસપણું રોજ રોજ વધતું જશે. જો આ પ્રમાણે માણસમાં પવિત્ર હાલત ન થાય તો પછી દેવનાં છોકરાં તથા શેતાનનાં છોકરાંમાં ફેર શો? જો પવિત્ર જીંદગી થતી ન હોય તો બીજા આદમનું પરાક્રમ શું? જો પવિત્ર સ્થીતિ ન પમાતી હોય તો પવિત્ર આત્માનું કાર્ય શું?

જ્યારે "પાપ તથા અપરાધમાં મૂએલા હતા, ત્યારે ખ્રીસ્તે સર્વ અપરાધો માફ કરીને તેની સાથે જીવતા કીધા." "ઇસુનું લોહી સઘળાં પાપોથી શુદ્ધ કરે છે" આપણાં "પાપ માફ થયાં છે." "દીકરા પર જે વિશ્વાસ કરે છે તેને અનંત જીવન છે" એવો કૃપાનો અનુભવ પામેલો માણસ, પાપી હાલતનો કેમ કહેવાય? શું આપણે એમ નથી વાંચતા કે "વિદેશીઓ પવિત્ર આત્માથી પવિત્ર કરાઇને પવિત્ર તથા માનીતું અર્પણ થાય"! ૧૫ "કેમકે જેઓ પવિત્ર કરાય છે તેઓને તેણે એકજ યજ્ઞથી સદા પરિપુર્ણ કીધા છે." ૧૬ ત્યારે આ હાલત "ન્યાયીપણાનાં કરેલાં આપણાં કામોથી નહિ પણ પોતાની દયા પ્રમાણે પુનઃજન્મના સ્નાનથી તથા પવિત્ર આત્માથી જે નવિન કરણ તેણે" ૧૭ કરીને છે. જ્યારે પ્રભુ પોતાની દયા પ્રમાણે આ કાર્ય કરે છે. ત્યારે વ્હાલાઓ, આ પ્રભુના

---

૧૪. કલો; ૨; ૧૩. ૧૫. રૂમી; ૧૫; ૧૬. ૧૬. હેબ્રી; ૧૦;૧૪. ૧૭. તીત; ૩; ૪–૫.

કાર્યને ન જાણવું; ન માનવું, અને તેને ઉડાવી દેવાની કોશીષ કરવી એમાં શું ડહાપણ છે? તેથી પ્રભુનું કાર્ય કંઇ રદ થાય એવું છે? કેમકે તેના હાથને કોણ અટકાવ પાડે? ને તું શું કરે છે એમ તેને કોણ કહી શકે! પ્રભુ પોતાના કાર્યોની સાક્ષી આપી શકે છે. એમ જેના લાભમાં તે કાર્ય થએલું છે તેણે આ વાત સંપુર્ણ ખાત્રીથી માનવી ઘટે છે. જો હારૂનની લાકડીને કળીઓ તથા ફુલ તથા બદામ લાગ્યાં ૧૮ ન હોત તો "યહોવાને સારૂ પવિત્ર" ૧૯ એવો લેખ તેની પાઘડી પર ક્યાંથી હોત? પણ આ હારૂનની લાકડી કરતાં, એક પાપી પસ્તાવો કરી, ખ્રીસ્ત ઇસુ પર વિશ્વાસ કરે એ કંઇ દેવની તથા આપણી નજરમાં નાની વાત નથી. પસ્તાવા વખતે બાપ આકાશમાં પોતાના દુતો સાથે હર્ખ કરે છે. વિશ્વાસ કરનાર દેવથી જન્મ પામે અને ખ્રીસ્તને મસીહ તરીકે ઓળખે, એ તો પાપીઓને સારૂ પ્રભુથી થએલી મહા મુલ્યવાન વાતો છે. દિકરા પર વિશ્વાસ કરનાર જેને પોતામાં સાક્ષી હશે, તેનો આત્મા આ વાંચતાંજ પ્રભુમાં કેટલો હર્ખાતો હશે તે નવો જન્મેલો જોઈ શકે છે. પણ માપી શકતો નથી.

જેઓ ખ્રીસ્ત ઇસુમાં નવી ઉત્પતિ છે, તેઓએ નવા જન્મેલા હોવાથી, નવું માણસપણું જે દેવ પ્રમાણે ન્યાયીપણામાં તથા સત્યની શુદ્ધતામાં સજાએલું તે પહેરેલું છે. ૨૦ અને તેનું અસલ જુનું માણસપણું વધસ્તંભે જડાએલું છે, એમાટે કે પાપ સમુળગું નાસ પામે. ૨૧ એમ તેઓ પવિત્રાઇમાં વધતા જઇ મહિમાથી મહિમા સુધી બદલાતા જશે. ૨૨

---

૧૮. ગણ; ૧૭; ૮. ૧૯. નિર્ગ; ૩૯; ૩૦. ૨૦. એફે; ૪;૨૪. ૨૧. રૂમી; ૬;૬. ૨૨. ૨કરીં; ૩; ૧૮.

ઘણી ઘણી વખતે આપણે કોઢ તથા પાપ એ બેના મુકાબલા સાંભળીએ છીએ. ત્યારે હવે ધ્યાન દો કે કોઢીઓ માણસ જ્યાં સુધી કોઢી હોય ત્યારે પોતાના મ્હોપર મુમતી બાંધી "અશુદ્ધ, અશુદ્ધ"૨૩ એવી બુમ મારે છે. એમાટે કે કોઇ તેનો સ્પર્શ ન કરે. પણ એવો કોઢીયો ખ્રીસ્ત પાસે આવીને શુદ્ધ થયો હોય તો શું તે ત્યાર પછી મ્હો પર મુમતી બાંધી " અશુદ્ધ અશુદ્ધ " એવી બુમ પોકારશે? ના. પણ તે મુમતી છોડી નાખશે ને અશુદ્ધ એવી બુમ બંધ કરશે. એ-મજ એક પાપી ખ્રીસ્ત પાસે આવ્યા પહેલાં; એટલે તારણ પામ્યા પહેલાં દેવહીન, પારકો, તથા પાપી એવો છે, પણ ખ્રીસ્ત ઇસુને શ-રણે આવવાથી જ્યારે તેની હાલત બદલાઇ જાય છે, ત્યારે તેણે " પાપી " ની મુમતી છોડી નાખવી ઘટે છે. પાઉલની "પાપીઓમાં હું મુખ્ય છું" ૨૪ એ વાત ભૂતકાળને લગતી છે. એ તેની ઉપલી કલમો (૧૩,૧૪) માં " હું પહેલાં " એ શબ્દો જોવાથી માલૂમ પ-ડશે, અને ખાત્રી થશે. પણ શું પાઉલ ખ્રીસ્ત પાસે આવ્યા છતાં તેને તેજ રહ્યો છે? નહિ. પણ એવું લખ્યું છે કે " જે પહેલાં સતાવતો હતો, તે, અગાઉ જે વિશ્વાસનો નાશ કરતો હતો તેને હમણાં પ્રગટ કરે છે " એમ " પાપીઓમાં મુખ્ય " એવા શબ્દો પાઉલની આગલી હાલત તથા ખ્રીસ્તની વિશેષ કૃપા પ્રગટ કરે છે. જેથી આપણે પણ યહુદાહ પ્રાંતમાંની મંડળીની પેઠે પાઉલને લીધે દેવ બાપને મહિમા આપીએ છીએ. ૨૫

ખરી વાત છે કે "પવિત્ર" આ શબ્દ પવિત્રશાસ્ત્રમાં ઘણી વખતે જૂદા થવાના અર્થમાં વપરાએલો છે. પણ જેમને માટે તે શબ્દ વપરાએલો છે, ને જેને માટે એ શબ્દ નથી વપરાતો, તેઓમાં

---

૨૩ લેવી; ૧૩; ૪૫–૪૬. ૨૪. ૧તીમો; ૧;૧૫. ૨૫.ગલા;૧;૨૪.

બહુજ મોટો ફરક છે. જે પશુ શુદ્ધ કહેવાય તેમનું અર્પણ પ્રભુને ચઢાવી શકાય, પણ બીજાં અશુદ્ધ પશુ કદી અર્પણમાં કામ લાગે નહિ. જો યાજકો પ્રભુને સારૂ પવિત્ર તથા જુદા કરાયા તો કેવળ યાજકોજ પ્રભુની સેવા કરી શકે. પણ બીજા નહિ. હવે એ વાત પણ લક્ષમાં રાખવી ઘટાર્થ છે કે જો કોઇ નવા કરારમાં આવતા "પવિત્ર" એવા શબ્દોનો અર્થ જુદા થવાને લાગુ પાડે તો પ્રભુની આ પ્રાર્થનાને ધ્યાન દેવું કે "હે બાપ જગતમાંથી તું તેઓને જુદા કરે એવી વિનંતી હું તેઓને સારૂ નથી કરતો, પણ એવી કે ભૂંડાથી તું તેઓને બચાવે." ૨૬ આમાં આપણે સારૂ જગતથી જુદા થવાની નહિ, પણ ભૂંડાથી બચવાની વિનંતી છે. ત્યારે હવે ઇસુની પાસે આવેલાઓ જગતથી જુદા થાય એમ નહિ, પણ ભૂંડાથી બચી રહે એ વાત છે. જો પાપી, પાપીજ રહે તો પછી ભૂંડાથી બચી શકે એમ શી રીતે કહેવાય! ખચીત માનો કે પ્રભુ ઇસુ, શાસ્ત્રી તથા ફરોશીઓને બહારથી થાળી વાટકો ૨૭ શુદ્ધ કરવાને સારૂ ઠપકો દે છે. (કેમકે તેઓ મનની હાલતપર ધ્યાન દેતા નહોતા) તો ઇસુ, બહારની વાત પર નહિ પણ મનની સાથે સબંધ રાખતો હોવો જોઇએ. જો એમ છે તો માણસની માંહેની હાલત, ખ્રીસ્તના પ્રતાપે પવિત્ર હાલત થાય છે.

નામાને સાત વખત યર્દનમાં ડુબકી મારી તો તેનું માંસ બદલાઇને બાળક જેવું થઇ ગયું. ૨૮ પણ યર્દનના પાણી કરતાં ઇસુના લોહીમાં પાપી માણસો સારૂ દેવનું પરાક્રમ વધારે છે. બકરા તથા વાછરડાનું લોહી પાપો કાઢવાને કદી સમર્થ ન હતું, છતાં તેનો છંટકાવ પામેલી વસ્તુ શુદ્ધ કહેવાતી. પણ ખ્રીસ્ત ઇસુનું લોહી પાપો કાઢવાને

---

૨૬. યોહા; ૧૭; ૧૫. ૨૭. માત્થી; ૨૩;૨૫. ૨૮. ૨રા;૫;૧૪.

સમર્થ તથા નિર્જીવ કામોથી શુદ્ધ કરવાને શકિતવાન હોવાથી આ લોહીના છંટકાવ પામેલા ખરેખર શુદ્ધ તથા પવિત્ર હાલતમાં આવે છે.

"પાપી" અથવા બીજા એવા અર્થદર્શક શબ્દો વિશ્વાસ કરનારને સારૂ ભૂતકાળને માટે વાપરેલા છે. જેમકે:

આપણે પાપી હતા ૨૯ તેટલામાં અધર્મીઓને સારૂ ખ્રીસ્ત મરણ પામ્યો.

તમે પાપોમાં તથા અપરાધોમાં મૂએલા હતા. ૩૦

જ્યારે આપણે શત્રુ હતા. ૩૧

અન્યાયીઓ વ્યભીચારીઓ...દેવના રાજ્યનો વારસો પામશે નહિ ને તમારામના કેટલાએક એવા હતા. ૩૨

તમે પહેલાં અંધકાર હતા. ૩૩ પણ હવે પ્રભુમાં અજવાળું છો.

હવે આ અને એવી બીજી ઘણી કલમોથી સાફ દેખાય છે કે માણસ જ્યાં સુધી પ્રભુમાં બદલાયલું બાળક નથી; જ્યાં સુધી ખ્રીસ્ત પર વિશ્વાસ કરી દેવનાં છોકરાંની પદવી પામ્યો નથી, ત્યાં સુધી તે પાપી હાલતમાં, નિયમ તથા શ્રાપ તળે રહે છે. પણ જ્યારે પસ્તાવો કરી તે ખ્રીસ્ત ઇસુ પર વિશ્વાસ કરે છે, અને તેનો નવો જન્મ થાય છે ત્યાર પછી તે પવિત્ર હાલતમાં આવે છે.

| | | |
|---|---|---|
| પહેલાં | પાપમાં મૂએલાં | પણ વિશ્વાસ કર્યા પછી જીવતાં. ૩૪ |
| ,, | અંધકાર | પછી અજવાળું. ૩૫ |
| ,, | રાતના તથા અંધકારના દિકરા | ,, અજવાળાના દિકરા. ૩૬ |
| ,, | સેતાનના છોકરાં | ,, દેવનાં છોકરાં ૩૭ |

ત્યારે શું આવી પ્રગટ વાતો છતાં આપણે દેવની વાતને અ-

---

૨૯. રૂમી; ૫; ૮. ૩૦. એફે; ૨; ૧. ૩૧. રૂમી; ૫; ૧૦. ૩૨. ૧કરીં; ૬; ૧૦. ૩૩. એફે; ૫; ૮. ૩૪. કલો; ૨; ૧૩. ૩૫. એફે; ૫; ૮. ૩૬. ૧થેસા; ૫;૫. ૩૭. ૧યોહા; ૩;૧.

મથી જેવી ગણીશું કે આપણામાં પ્રભુની કૃપાથી થએલા કામને સારૂ તેની સ્તુતિ કરીશું!

આપણા મહિમાવાન પ્રભુની સ્તુતિ થાઓ કે તેણે આપણને પવિત્ર થવા માટે તેડેલા છે ૩૮ અને જે કોઈ ખ્રીસ્તપર ખરો વિશ્વાસ કરનારા છે તે બધા "પવિત્રો" કહેવાય છે, કેમકે ખ્રીસ્ત ઇસુનું શરીર એકજવાર અર્પણ થયાથી આપણે પવિત્ર કરાએલા છીએ ૩૯ અને આત્મિક ઘર તથા યાજકો થવા સારૂ જીવતા પત્થરોના જેવા રચાયા છીએ. ૪૦ હા ખ્રીસ્તમાં પસંદ કીધેલો વંશ, રાજમાન્ય, યાજક વર્ગ, "પવિત્ર લોક" તથા પ્રાપ્ત કરેલી પ્રજા એવા છીએ. ૪૧ હવે તેણે આપણને તાર્યા છે અને પવિત્રાઈમાં આપણને તેડયા છે. ૪૨ તેથી આગલી અજ્ઞાનપણામાંની કુઈચ્છા પ્રમાણે ન ચાલતાં જેણે તમને તેડયા છે તેના જેવા સર્વ ચાલમાં પવિત્ર થાઓ. કેમકે એમ લખ્યું છે કે હું પવિત્ર છું માટે તમે પવિત્ર થાઓ ૪૩ એ માટે કે આ વાંકી તથા અડીયલ પેઢીમાં દેવનાં નિષ્કલંક છોકરાં પ્રગટ થાય. ( ફિલિ. ૨; ૧૫ ).

વિદેશીઓ સંબંધીની તકરારમાં પીતરે ઉઠીને કહ્યું કે, દેવે જેમ આપણને તેમ તેઓને પણ પવિત્રાત્મા આપવાથી તેઓની તરફ સાહેદી પુરી અને વિશ્વાસથી તેઓનાં " મન પવિત્ર કરીને " આપણામાં તથા તેઓમાં કંઈ ભેદ રાખ્યો નહિ. ૪૪

નિયમશાસ્ત્રપર આધાર રાખનાર ૪૫ યહુદીઓ, દેખીતા યહુદી, અને તેઓની સુનત અક્ષરિક ૪૬ હતી. પણ તેઓ હ્રદયે બેસુનત

---

૩૮. ૧કરીં; ૧;૧. ૩૯. હેબ્રી; ૧૦;૧૦. ૪૦. ૧પીત; ૨;૫. ૪૧. ૧પીત; ૨;૯. ૪૨. ૧ થેસા; ૪; ૭. ૪૩. ૧પીત; ૧;૧૪–૧૬. ૪૪. પ્રેરી; ૧૫; ૯. ૪૫. રૂમી; ૨; ૧૭. ૪૬. રૂમી; ૨; ૨૯.

૪૭ હોવાથી, તેઓનાં હૃદયનાં અગ્રચર્મો ૪૮ દુર થતાં ન્હોતાં પણ કૃપા પ્રાપ્ત કરનારના હૃદયપર ઇસુના લોહીનો છંટકાવ થવાથી ૪૯ તે પાપ સબંધી મુએલો છે ૫૦ એવા માણુસને બહારથી પાપ ઘેરી લે છે; ૫૧ શેતાન તેને તરેહ તરેહના પરિક્ષણોથી ચાળવા ચાહે છે, તેથી કૃપા પામેલાની ફરજ છે કે જે દૈહિક વિષયો જીવને ઉલટા લડે છે, તેઓથી પ્રવાસી જેવા દુર થવું, ૫૨ જુવાનીના વિષયોથી નાશી જવું, ૫૩ સેતાનને ઉલટા ઉભા રહેવું, ૫૪ અને હરેક ઘેરી લેનાર પાપ નાખી દેવ; ૫૫ કદાપી દેહમાં ચાલવાથી જો તે પડી જાય, ઠોકર ખાય, ૫૬ તો તેણે પસ્તાવો કરવો. કેમકે જે નાહેલો છે તેને પગ ધોવાની અગત્ય છે. ૫૭ કદાપી કોઈ કહેશે કે જો આપણે કહીએ કે આપણામાં પાપ નથી. તો આપણે તેને જુઠો પાડીએ છીએ ને આપણામાં સત્ય નથી ૫૮ પણ તેની સાથે એ યાદ રાખવું કે જે ખ્રીસ્તના છે તેઓએ દેહને તેના વિષય તથા ઇચ્છાઓ સુદ્ધાં વધસ્તંભે દીધું છે. ૫૯ વધસ્તંભે જડાયલો તરત મરતો નથી પણ રપતે રપતે મરે છે. પાઉલ લખે છે કે અમારૂં બહારનું માણસપણું રોજ રોજ મરતું જાય છે, પણ માંહેનું રોજ રોજ નવું થતું જાય છે. ૬૦ હરેક વાંચનાર, જેની આંખો મીચેલી નથી ૬૧ તે પોતામાં આ વાતની તપાસ કરશે તો માલુમ પડયા વિના નહિ રહે કે જગતની દુષ્ટાઈ જે કુઇચ્છાથી થાય છે તેથી દુર કરીને આપણને દેવના સ્વભાવના ભાગિદાર ૬૨ કરે છે.

---

૪૭. લેવી; ૨૬; ૪૧ ૪૮.. યર્મી; ૪; ૪. ૪૯. હેબ્રી; ૧૦;૨૨.
૫૦ રૂમી; ૨;૬, ૧૧. ૫૧. હેબ્રી; ૧૨;૧. ૫૨. ૧પીત: ૨; ૧૧.
૫૩. ૨તીમો; ૨; ૨૨. ૫૪. યાકુ; ૪; ૭. ૫૫. હેબ્રી: ૧૨; ૧.
૫૬. માત્થી; ૨૬;૪૧. ૫૭. યોહા; ૧૩; ૧૦. ૫૮. ૧યોહા; ૧;૮.
૫૯. ગલા; ૫; ૨૪. ૬૦. ૨કરીં; ૪; ૧૬. ૬૧. ૨ પીત; ૧;૯.
૬૨. ૨પીત; ૧;૪.

# કૃપા વિષે બેપરવાઇ.

## " કૃપાનો અવર્થા અંગીકાર. "

" તમે દેવની કૃપાનો અવર્થા અંગીકાર ન કરો " ૧

આમ્મોન પુત્રોનો રાજા મરણ પામ્યો ને તેની જગ્યાએ તેનો દિકરો હાનૂન રાજા થયો ત્યારે દાઉદે વિચાર્યું કે જેમ તેના બાપે મારાપર મહેરબાની રાખી તેમ હું પણ તેનાપર મહેરબાની રાખીશ. એવા ઇરાદાથી દાઉદે તેની પાસે માણસો મોકલ્યાં પણ તેને આ વાત અમથી જેવી લાગી, અને દાઉદનાં માણસોને ભારે અપમાન સાથે પાછા કાઢ્યા. એથી પરિણામ એ આવ્યું કે દાઉદની કૃપાને અવર્થા ગણવાથી કૃપાને બદલે દાઉદનો ક્રોધ સળગી ઉઠયો. અને તરવારની ધારથી તેઓને રેંસી નાખ્યા.૨ તો વ્હાલાઓ જે કૃપા પ્રભુએ પોતાના પુત્ર ઇસુથી આપણા પર પ્રગટ કરી છે. તેને અવર્થા ગણનાર કેવી અનંત સજાને પાત્ર થશે વારૂ!

જે કોઇ પ્રભુની કૃપાની વાતોને મશ્કરીમાં ઉડાવશે અને વારંવાર ઠપકો પામ્યા છતાં પોતાની ગરદન અક્કડ કરશે તે જરૂર અકસ્માત નાશ પામશે. ૪ દાઉદના ક્રોધ કરતાં આપણો દેવ જે સર્વ કરૂણાનો બાપ છતાં ખાઇ નાખનાર અગ્નિ જેવો છે ૫ કે જેનો કોપ વિદેશાઓ-થી સહન થઈ શકતો નથી ૬ તે ધ્યાનમાં લેવું.

વખત આવશે કે જેમાં કૃપાનો અનાદર કરનાર મોટા મોટા રાજાઓ તથા શહેનશાહો પણ પહાડોને તથા ટેકરાઓને કહેશે કે તમે અમપર પડો, અમને ઢાંકો, ને હલવાનના મુખ આગળથી અમને સંતાડો. કેમકે તેના કોપનો દહાડો આવ્યો છે ને કોણથી ઉભા રહે-વાય! ૭ પણ આ ઈન્સાફની બાહામણી વાટ ૮ ન જોવા સારૂ. " દેવની કૃપાનો અવર્થા અંગીકાર ન કરો. "

---

૧. ૨ કરી; ૬; ૧. ૨. ૨સામુ; ૧૦. ૩. ૨કાલ; ૩૬; ૧૬. ૪. ક્રણા; ૨૯; ૧. ૫. હેબ્રી; ૧૨; ૨૯. ૬. યર્મી; ૧૫; ૧૦; ૭. પ્રેક; ૬; ૧૬–૧૭. ૮. હેબ્રી; ૧૦; ૨૭.

## કૃપાને કામાતુરપણામાં ફેરવનાર.

"કેટલાંએક માણસો...આપણા દેવની કૃપાને કામાતુરપણામાં ફેરવી નાખે છે" ૧

પ્રભુ, ઈબ્રાહીમપુત્રો વિષે બોલતાં કહે છે કે "જ્યારે હું ઇસ્રાએલને સાજો કરવા ઇચ્છતો હતો ત્યારે ઈફ્રાઈમનો અન્યાય તથા સમરૂનની દુષ્ટતા જાહેર થઈ" ૨ કેમકે ઇસ્રાએલ ફાલેલો તથા ફળતો દ્રાક્ષવેલો હોવાથી તેના ફળની અધિકતાના પ્રમાણમાં તેણે પોતાને સારૂ વેદીઓ વધારી અને જમીનની સફળતાના પ્રમાણમાં સુશોભીત ભજન સ્તંભો વધાર્યા. એજ હકીકત ધ્યાનમાં લેતાં આ કૃપાના સમયમાં પણ કેટલાંએક માણસો દેવની કૃપાને કામાતુરપણામાં ફેરવી નાખે છે. પ્રભુની મહેરબાની એવી છે, કે જ્યાં પાપ અધીક થયું ત્યાં કૃપા અધિક થાય ૩ તો કૃપા અધીક થાય માટે પાપ કરતા રહીએ શું! ના, એવું ન થાય. ૪ છતાં હાલ પ્રભુની ઘણી કૃપા જણાવાને લીધે ઘણા પોતાનાં પાપનો પસ્તાવો કરવાનું મુલતવી રાખે છે,૫ ઘણા બેધડક પાપમાં આગળ વધ્યા જાય છે ૬ પણ, જો ઈન્સાફની કે મરણની વાત તેમના સાંભળવામાં આવે તો પરાણે શરમાઈને વધસ્તંભ પાછળ સંતાવા ચહાય છે. ઇસુ પાપી માણસ માટે મર્યો જેથી તેના લોહીમાં માફી છે. મરતો માણસ વિશ્વાસ કરે તો પણ તેને માટે તારણ છે, એવી એવી વાતો જાણે ભૂંડાઇને વધારવા માટેજ પ્રભુએ પ્રગટ કરી ન હોય એમ કેટલાએક તો ધારી બેસે છે, એથી તો જે મહિમાના પ્રભુએ તેમને વેચાતા લીધા તેનો નકાર કરનારા થાય છે૭ ને તારણને અર્થે સત્યની પ્રીતિ પામી ન લેતાં ૮ પોતાને સારૂ ઉતા-

---

૧. યહુ; ૪. ૨.હોશીયા; ૭;૧.૩. રૂમી;૫; ૨૦. ૪.રૂમી;૬;૧–૨. ૫. પ્રેરી; ૨૪; ૨૫. ૬. ૧ તીમો; ૫; ૨૪. ૭. ૨થીત; ૨; ૧. ૮. ૨થેસા; ૨; ૧૦.

વળે નાશ લાવે છે ૯ ભલે, પ્રભુ તેમના મ્હોમાં માલુમ પડે પણ તેમનાં દીલ પ્રભુથી વેગળાં છે. ૧૦ તેઓ મહોથી પ્રભુને કબુલ કરે, પણ કરણીથી તેને નકારે છે. ૧૧ એવા પહોળા માર્ગમાં ચાલવું ઘણા પસંદ કરે છે પણ તે નાશમાં પહોંચાડે છે. ૧૨

કેટલાએક સુભક્તિનું રૂપ બતાવી તેના પરાક્રમનો નકાર કરે છે. ૧૩ એફેસસમાં કેટલાએક ઉપદેશકો હતા. તેઓ બૈબલ કલાસ શીખવતા અને ઘણી વિધવાઓ તેમની પાસે શીખવા બેસતી. ૧૪ આં ફક્ત સુભક્તિનું રૂપજ હતું, પણ હકીકતમાં શેતાની ભૂંડાઇનું પુનરાવર્તન થતું હતું.

કાવ્યાર્પણમાંના કેટલાંએક ઇસુની પ્રીતિને લગતાં ગીતો ૧૫ તથા સુલેમાનના ગીતનો, જુવાનો પત્રમાં છુટથી ઉપયોગ કરે છે. શું આ દેવની કૃપાને કામાતુરપણામાં ફેરવવી એમ નથી !

કેટલાએક ચાકર પોતાના ધણીને આવતાં વાર છે, હમણાં બધું મારા હાથમાં છે એમ સમજી ખાવા, પીવા તથા છાકટા થવા લાગે છે, કેટલાએક બીજાને મારવા લાગે છે. ૧૬ હવે પ્રભુ જ્યારે સઘળાને પસ્તાવાને સારૂ અવકાશ આપે છે. ત્યારે ઘણા ઉઠીને દેવની કૃપાને કામાતુરપણામાં ફેરવી નાખે છે.

## કૃપા દ્રષ્ટિનો સમય ન જાણવો.

" તારી કૃપા દ્રષ્ટિનો સમય તેં જાણ્યો નહિ. " ૧

કીડીઓ નાની હોય છે તોપણ તે ઘણી શાણી હોય છે, કેમકે તે ઉન્હાળામાં પોતાને સારૂ અન્ન સંગ્રહ કરે છે. ૨ તો મનુષ્ય પોતાપર પ્રભુની થએલી કૃપા ન જાણે તે કેવી મુર્ખાઇ છે ?

---

૯. રપીત; ૨; ૩. ૧૦. માત્થી; ૧૫; ૮. ૧૧. તીત; ૧; ૧૬. ૧૨. માત્થી; ૭; ૧૩. ૧૩. ૨તીમો; ૩; ૫. ૧૪. ૨તીમો; ૩;૭. ૧૫. કાવ્યા. ૨૨૭ વિ. ૧૬. લુક; ૧૨; ૪૫. ૧. લુક; ૧૯; ૪૪. ૨. દ્રષ્ટાં; ૩૦; ૨૫.

શાસ્ત્રમાં લખ્યું છે કે સમય ખંડી લ્યો કાંજે દહાડા ભૂંડા છે. ૩ ત્યારે કૃપા દ્રષ્ટિનો સમય ન જાણવો એમાં માણસને કેવું નુકશાન હશે!

આપણો પ્રભુ ઈસુ જ્યારે યરૂસાલેમ પાસે આવ્યો ત્યારે શહેરને જોઇને રડયો. એમ કહેતાં કે જો તારી શાંતિ સંબંધીનું તેં જાણ્યું હોતતો કેવું સારૂં! પણ હમણાં તે તારી આંખોથી ઢંકાયું છે. કેમકે તારાપર એવા દિવસો આવશે કે તારા વૈરીઓ તારી સામા પાળ બાંધશે, ને તને ઘેરો ઘાલશે ને ચારોગમથી તને સંકડાવશે. અને તેઓ તને તથા તારામાં તારાં છોકરાંને જમીન દોસ્ત કરશે ને તેઓ તારામાં પત્થર પર પત્થર રહેવા દેશે નહિ એને લીધે કે તારી કૃપા દ્રષ્ટિનો સમય તેં જાણ્યો નહિ. ૪

જ્યારે યરૂશાલેમે કૃપા દ્રષ્ટિનો સમય ન જાણ્યો તો સીતેરની સાલે તેના કેવા બુરા હાલ થયા! ઘણીજ ક્રુર રીતે યરૂસાલેમ કચરાયું. શત્રુએ જ્યારે ઘેરો ઘાલ્યો ત્યારે અંદર ઘણો સખત દુકાળ હતો. અને જો કોઈ યહુદી બહાર નિકળે તો તે વધસ્તંભપર મારી નંખાતો હતો, એ સીવાય હજુ પણ વિદેશીઓના સમય પુરા થશે ત્યાં લગી યરૂસાલેમ છુંદાઇ જવાનું છે. ૫ અહા! કૃપા દ્રષ્ટિનો સમય ન જાણવાથી આ મોટા રાજાના નગરને કેવું સોસવું પડયું છે અને પડશે!

અગાઉ પ્રભુને પોતાના વતન પર દયા આવવાથી તેણે યરૂસાલેમમા પોતાના સેવકોને પ્રાતઃકાળે મોકલ્યા હતા. તેમ છતાં લોકોએ પોતાની ગરદન અક્કડ કરી, અને પ્રભુના ભવિષ્યવાદીઓને મશ્કરીમાં ઉડાવ્યા. એનું પરિણામ એવું થયું કે સીતેર વર્ષની બાબેલની ગુલામી તેઓએ ભોગવી. ૬ પરંતુ એ કરતાં વિશેષ ઇસુ ખ્રીસ્તથી જે કૃપા

---

૩. એફે; ૫; ૧૬. ૪. લુક; ૧૯;૪૧-૪૪. ૫. લુક; ૨૧; ૨૪.
૬. ૨કાલ; ૩૬;૧૨-૨૧.

થઈ છે તે ન જાણનાર મનુષ્યની ઘણી ભયંકર વાત છે. કેમકે હરેક વાતને વખત હોય છે...પ્રીત કરવાનો વખત ને દ્વેષ કરવાનો પણ વખત. ૭ તો જયારે કોઈ કૃપા દ્રષ્ટિનો સમય નહિ જાણે તો તેને દ્વેષ પામવાનો પ્રસંગ આવશે. કેમકે ત્યાર પછી એવા માઠા દિવસો આવશે કે જેમાં માણસોને કંઇ સુખ કે ચેન નહિ મળશે પણ તેને બદલે રડવું તથા દાંત પીસવું થશે ( માત્થીઃ ૨૨ઃ ૧૩ )

ફારૂને સ્વપ્નમાં જોયું કે નદિમાંથી સાત જબરી ગાયો નિકળી આવી, પણ પાછળથી સાત દુબળી ગાયો આવીને તેમને ગળી ગઇ; વળી સાત તાજાં કણસલાં ઉગી આવ્યાં, પણ પાછળથી સાત સુકાં કણસલાં ઉગ્યાં તે તેમને ગળી ગયાં. આ સ્વપ્ન સબંધી યુસફે દેવના આત્માથી જણાવ્યું કે સાત સારાં પાકનાં વર્ષ પછી સાત દુકાળનાં વર્ષ આવે છે, અને આ વાત નક્કી હોવાથી પ્રભુએ તેને બે દૃષ્ટાંતથી જણાવી છે. આથી યુસફે ફારૂનને જણાવ્યું કે પુષ્કળતાનાં સાત વર્ષોમાં અન્નનો સંગ્રહ કરવો. એ સારૂ કે દુકાળના વરસોમાં દેશ જીવે. ૮ જો આ પુષ્કળતાનાં સાત વરસોમાં અન્નનો સંગ્રહ તેમણે ન કર્યો હોત તો મિસર દેશની શી વલે થાત ! હા કંઇ નકામું ન જાય માટે છાંડેલા કકડાંનો સંગ્રહ કરવો ઘટાર્થ છે. ૯

પ્રસંગ ગુમાવવો એ ઘણી વખતે, ઘણી ભયંકર વાત થઇ પડે છે. પ્રભુએ સાઉલને હુકમ કર્યો કે તું જઇને અમાલેકને માર.૧૦ પણ સાઉલે પ્રભુના હુકમ સબંધી થોડીજ પરવા કરી, તેથી દહનીયાર્પણ તથા અમાલેકની બાબતને લીધે શમુએલે સાઉલને કહ્યું કે તેં પ્રભુની વાણી આજે સાંભળી હોત તો આજેજ તારૂં રાજ્ય ઈસ્રાએલપર

---

૭. સભા; ૩;૧; ૮. ૮. ઉત્પ; ૪૧; ૧–૩૬. ૯. યોહા; ૬;૧૨. ૧૦. ૧ સામુ; ૧૩; ૧૩.

સ્થાપન થયું હોત. ૧૧ પણ આજે તારી પાસેથી રાજ્ય છીનવી લેવાઇને તારો પાડોશી જે તારા કરતાં સારો તેને અપાયું છે. ૧૨ તો "હમણાં માન્ય કાળ, હમણાંજ તારણનો દિવસ" એવી પ્રભુની કૃપા દ્રષ્ટિનો સમય ગુમાવવો તેમાં માણસોને કેવો અફસોસ રહેલોછે!

બાયબલમાં જ્યાં "કૃપા દ્રષ્ટિ થઈ" ૧૩ કે "કૃપા પામ્યો" ૧૪ અથવા "કૃપા પમાડી" એવું વાંચીએ છીએ ત્યારે કૃપા પામનાર માણસની હાલતમાં બહુ મોટો ફરક થઈ ગએલો જોવામાં આવે છે. મિસરીઓની દ્રષ્ટિમાં ઇસ્રાએલીઓને કૃપા પમાડી તો મિસરીઓએ પોતાનાં ઘરેણાં તથા દાગીનાઓ આપ્યાં ને તેઓ ભરપુર થઇને નીકળ્યા.

અહાશ્વેરોશ પાદશાહની નજરમાં એસ્તર રાણી કૃપા પામી તો પોતે તથા બધા યહુદીઓ પણ બચાવ પામ્યા, અને શોક તથા નિશ્વાસના દિવસોમાં યહુદીઓને પ્રકાશ, હર્ષ, આનંદ તથા માન મળ્યાં. જેથી તે દિવસ શુભ દિવસ થઇ પડયો. ૧૫

જો પ્રભુએ પોતાના લોકને બીજાની દ્રષ્ટિમાં કૃપા પમાડી તો બીજા માણસોથી થોડા સમયમાં ભલું થયું, તો, હવે પ્રભુની પોતાનીજ કૃપા દ્રષ્ટિ આપણા પ્રત્યે થાય ત્યારે આપણું, હા આપણા આત્માનું કેટલું વિશેષ હીત થવું જોઇએ! જો દેવે જગતપર પ્રીતિ કીધી છે. જો પોતાના પુત્ર ઇશુ ખ્રીસ્તમાં પોતાની કૃપા આપણે સારૂ પ્રગટ કરી છે; તે જો આપણા હકકમાં હમેશાં પ્રાપ્ત થઇ હોય તો આપણે કેવા ભાગ્યશાળી! આ આનંદ કોણ વર્ણવી શકે! છતાં જો કોઇ આ કૃપા દ્રષ્ટીનો સમય જાણશે નહિ, તોજેમ યરૂશાલેમને જોઇને

---

૧૧. ૧સામુ; ૧૫; ૩. ૧૨. ૧સામુ;૧૫; ૨૮. ૧૩. એસ્ત;૫;૨. ૧૪. ઉ૯૫; ૩૯; ૪. ૧૫. નિર્ગ; ૧૧; ૩. ૧૬. એસ્ત; ૮; ૧૭.

પ્રભુ રડયો, અને શમુએલ શાઉલને સારૂ રડતો ૧૭ તેવીજ દયામણી હાલત કૃપા દ્રષ્ટિનો સમય ન જાણનારની જાણવી. કૃપા દ્રષ્ટિનો સમય ન જાણવામાં કેવો અફસોસ રહેલો છે ! કૃપા ન જાણવી એથી મોટો અંધાપો કયો ! આથી મોટી મુર્ખાઈ કયી ? અને આથી મોટો નાશ પણ કયો ? કેમકે જો આટલું મોટું તારણ પડતુ મુકીએ તો શી તરેહ બચીશું ? એકારણથી કે તારી કૃપા દ્રષ્ટિનો સમય તેં જાણ્યો નહિ.

## " કૃપા પામ્યા વિના રહી જવું "

"તમે બહુ સાવધાન થાઓ, રખે કોઇ દેવની કૃપા પામ્યા વિના રહી જાય." ૧

પ્રભુ તો પરોપકારી હોવાથી ભલા તથા ભૂંડાપર પોતાનો સુરજ ઉગાવે છે ને ન્યાયી તથા અન્યાયીપર પોતાનો વરસાદ વરસાવે છે. ૨ પરંતુ વિશેષે આત્માના ઉદ્ધારને સારૂ તેણે જગતપર પોતાનો પ્રેમ જાહેર કીધો છે. ૩ અને પોતાના પુત્રને પાપીઓને સારૂ આપ્યો છે. ૪ અને એમ જો તેણે પોતાના એકના એક પુત્રને આપણાથી પાછો રાખ્યો નથી તો બીજું શું કૃપારૂપે નહિં આપશે ! ૪ તેમ છતાં આપણે બહુ સાવધાન રહેવું ઘટે છે કે કોઈ દેવની કૃપા પામ્યા વિના રહી જાય.

ચોમાસાના વખતમાં સુઇ રહેનાર દિકરો ફસલ ક્યાંથી કાપે, ૫ પ્રભુ ઇસ્રાએલ વિષે વાત કરતાં કહે છે કે મારી વાડીમાં મેં ન કીધું હોય એવું શું બાકી રહ્યું છે ? ૬ હા, પ્રભુ તો બધું કરે છે. "આવો બધું તૈયાર છે" છતાં કેટલાએક, નોતરાએલા છતાં બળદ, જમીન તથા બૈરીની ખટપટને લીધે વાળુ ચાખી શકતા નથી. અને

૧૭. ૧સાંમુ; ૧૬; ૧. ૧. હેબ્રી; ૧૨;૧૫. ૨. માત્થી; ૫;૪૫. ૩. યોહા; ૩;૧૬. ૪. ૧યોહા; ૪;૯. ૫. દ્રષ્ટાં; ૧૦, ૫. ૬. યશા;૫;૪.

આવેલાઓમાંથી પણ કેટલાએક લગ્નના પોશાક વિના માલૂમ પડે ૭ તે કેવા અફસોસની વાત છે.

અજવાળુ જગતમાં આવ્યું છતાં ઘણા અજવાળા પાસે ન આવતાં ૮ અંધકારાનેજ ચાહે છે. ઇસુએ યહુદીઓને દેખતા કરવા માટે કહ્યું કે તમે આંધળાછો. પણ તેઓએ પોતાનેદેખતા ધાર્યા, તેથી ઈસુ કહે છે કે તમારૂં પાપ રહે છે. ૯

અવિશ્વાસનું ભૂડું હૃદય તે જીવતા દેવથી દુર કરનાર છે, ૧૦ અને તેમના અવિશ્વાસથી ઇસુએ ઘણા પરાક્રમી કામ લોકોમાં કીધાં નથી. ૧૧ તેથી આપણે ઘણા સાવધાન રહેવું. જ્યારે સમરૂનમાં ભારે દુકાળ હતો અને એલીશાએ જણાવ્યું કે આવતી કાલે અનાજ ઘણું સસ્તું થશે. પણ જેના હાથપર રાજા ટેકતો હતો તે અવિશ્વાસુ સરદારે કહ્યું કે જો યહોવાહ આકાશથી બારીઓ ખોલે તોપણ એ વાત બનશે નહિ. આ સરદારના અવિશ્વાસથી એલીશાએ કહ્યું કે તું નજરે જોશે પણ ખાવા પામશે નહિ. આ ભવિષ્ય મુજબ તે અવિશ્વાસુ સરદારે નજરે જોયું પણ ખાવા પામ્યો નહિ. કેમકે તે લોકોના પગ તળે ચગદાઇને મરણ પામ્યો ૧૨ વળી ઈસ્રાએલીઓને પ્રભુ ઉલટભેર મિસરમાંથી બળવાન હાથે કાઢી લાવ્યો. ૧૩ છતાં અવિશ્વાસને લીધે તેઓ વચનના દેશમાં પેસી શક્યા નહિ. હવે આ કૃપાના સમયમાં નિયમ પછી વિશ્વાસ પ્રગટ થયો છે. ૧૪ છતાં જો કોઈ પોતાનાં પાપનો પસ્તાવો કરી વિશ્વાસ નથી કરતો ને અવિશ્વાસુ રહે છે, તો તે દેવની કૃપા પામ્યા વિના રહી જાય છે. વિશ્વાસ વગર દેવને પ્રસન્ન કરવો એ બનતું નથી, ૧૫ માટે તમે બહુ સાવધાન થાઓ રખે કોઈ દેવની કૃપા પામ્યા વિના રહી જાય.

---

૭. માત્થી; ૨૨; ૧૧. ૮ યોહા; ૩; ૨૦. ૯. યોહા; ૯; ૪૧. ૧૦. હેબ્રી; ૩; ૧૨. ૧૧. માત્થી; ૧૩; ૫૮. ૧૨. ૨રા; ૭; ૨૦. ૧૩. ગીત; ૧૦૫; ૪૩. ૧૪. ગલા; ૩. ૨૫. ૧૫. હેબ્રી; ૧૧;૬.

## " કૃપાનું છીનવી લેવાવું "

" જે તારી અગાઉ હતો તેની પાસેથી મારી કૃપા જેમ મેં પાછી ખેંચી લીધી " ૧

આપણે જોઇએ છીએ દાઉદની આગળ જે શાઉલ રાજા હતો તેનાપરથી દેવે પોતાની કૃપા પાછી છીનવી લીધી, ૨ કેમકે તેણે પ્રભુની કૃપા ધ્યાનમાં લીધી નહિ. દાઉદ રાજા થયો ત્યારે પ્રભુને કહેવા લાગ્યો કે હે પ્રભુ હું કોણ કે તું મને આટલે સુધી લાવ્યો છે. ૩ પરંતુ શાઉલ સૌથી નાના કુળનો છતાં અને ઇસ્રાએલમાં તેનું કુટુંબ ગરિબ છતાં ૪ પ્રભુએ તેનાપર જે કૃપા કીધી તેમાં તેણે પ્રભુને આજ્ઞાંકીત થવા માટે દરકાર રાખી નથી. ૫ તેથી પ્રભુએ પણ પોતાનો આત્મા તેની પાસેથી છીનવી લીધો ૬ અને તેથી પ્રભુ તેને ઉરીમ કે થુમીમ, સ્વપ્ન કે ભવિષ્યવાદી કોઇપણ રીતે પ્રત્યુતર આપતો નહિ. ૭

જ્યારે પ્રત્યેક બાબતને માટે સમય હોય છે. એટલે આલીંગન કરવાનો વખત, આલીંગનથી પાછા રહેવાનો વખત...પ્રીતી કરવાનો વખત ને દ્વેષ કરવાનો વખત. ૮ તેથી પ્રભુની કૃપાનો અનાદર કરનારા પાસેથી દેવની કૃપા છીનવી લેવાનો પણ વખત આવે છે.

એક તાલંતવાળાએ પોતાનું તાલંત રૂમાલમાં વિંટી દાટી મુક્યું, પણ તેની પાસેથી જ્યારે હિસાબ લેવાયો ત્યારે તેણે તાલંતનો ઉપયોગ નહિ કરેલો હોવાથી તે તેની પાસેથી છીનવી લેવાયું. ૯ વળી દ્રાક્ષવાડીના માણસોએ જ્યારે ધણીના નોકરોને એક પછી એક મારી નાખ્યા અને છેવટે જ્યારે દિકરાને પણ મારી નાંખ્યો ત્યારે વાડીનો ધણી એ ખેડુતોના શા હાલ કરશે ? લખ્યું છે કે તે દુષ્ટોનો પુરો

૧. ૧૭; ૧૩. ૨. ૧ કાલ; ૧૭; ૧૩. ૩. ૨સામુ; ૭; ૧૮. ૪. ૧સામુ; ૯;૨૧. ૫. ૧સામુ; ૧૫;૨૨. ૬. ૧સામુ; ૧૬; ૧૪. ૭. ૧સામુ; ૨૮; ૬. ૮. સભા; ૩; ૮. ૯. માત્થી; ૨૫; ૨૮.

નાશ તે કરશે અને જે બીજા ખેડુતો તેને રૂતુએ ફળ પહોંચાડશે તેઓને દ્રાક્ષવાડી સોંપશે. ૧૦

સિયોનની ગર્વિષ્ટ દીકરી કે જે માથું ઉંચું રાખી, કટાક્ષ મારતી તથા પગથી છમકારા કરતી, ઠમકતી ઠમકતી ચાલતી હતી તેની પાસેથી પ્રભુએ દૈહીક કૃપા છીનવી લીધી તો તેનું કેશવાળું તાલકુ ઉંદરી વાળું થઇ ગયું, તેનાં ગુહ્ય સ્થાન ઉઘાડાં થયાં. અને ઘરેણાં સર્વ ઉતારી લીધાં, ત્યાર પછી તો સુગંધને બદલે દુર્ગંધ, પટકાને બદલે દોરડું, ગુંથેલા કેશને બદલે તાલ, ઝભાને બદલે કછોટી અને સુંદરતાને બદલે ડામ દેખાયા. ૧૧

અને સિયોનનાં અમુલ્ય પુત્રો કે જેઓ નિર્મળ સોનાની બરાબર હતા. તેમના પરથી જ્યારે પોતાની કૃપા છીનવી લીધી તો કુંભારના માટલા જેવા ગણાયા. જે મિષ્ટાન ખાતા તથા કિરમજી વસ્ત્ર પહેરતા હતા. તેઓ ઉકરડાને આલીંગન કરતા થયા. જે સરદારો હીમ કરતાં શ્વેત ને બરફ કરતાં ધોળા, જેમનાં શરિર નિલમ તથા માણેક જેવાં હતાં, તેઓનાં મ્હો કોયલાથી વધારે કાળાં થયાં, એવાં કે કોઇ તેમને ઓળખી શકે નહિ. ૧૨ આ પ્રમાણે કૃપા જ્યારે દૈહિક છીનવી લેવાઈ ત્યારે સીયોનની દીકરી તથા દીકરાઓની દૈહીક હાલત કેવી થઈ વારૂં ! તો જ્યારે પ્રભુ દૈહીક તથા આત્મીક કૃપા છીનવી લેશે, ત્યારે એવા માણસોનો આત્મિક હાલ ઉપરની વાત સાથે સરખાવતાં કેવો થશે વારૂ ! બધા એક સરખી રીતે બૂમ મારતા હશે કે "કાપણી વિતી ગઈ છે, ઉન્હાળો સમાપ્ત થયો છે. અને અમે તારણ પામ્યા નથી." ૧૩

---

૧૦ માત્થી; ૨૧; ૪૦–૪૨. ૧૧. યશા; ૩; ૧૬–૨૬. ૧૨. ય. વિ; ૪;૫–૮. ૧૩. યર્મી; ૮; ૨૦.

# કૃપાના પ્રગટ કરનાર ઇસુપર પ્રીતી.

" જેઓ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તપર પ્રીતી ન કરે તે શ્રાપીત થાય. " ૧

જેઓનો ખુમારો આકાશ સુધી પહોંચ્યો ૨ એવા શહેરોનો પ્રભુએ આગ તથા ગંધકથી નાશ કીધો ૩ અને બાળપણથી જેમનાં હૃદય ભૂંડાં ૪ એવા લોકોનો જળપ્રલયથી સંહાર કર્યો છે. વળી મગરૂરીથી જેઓએ મુસા તથા હારૂન વિરૂદ્ધ કચકચ કરી અને દેવના મંડપમાં પારકો અગ્નિ લાવ્યા તેમને ગળી જવા સારૂ ભૂમી પોતાનું મૂખ ઉઘાડી સ્વાહા કરી ગઈ. ૫ એવા લોક (હવે જો ખરી હકીકત જોવા જઇએ તો બધા માણસો) કોપના છોકરાં છે. ૬ અને જો હરેક માણસ ધ્યાનમાં લે તો માલૂમ પડશે કે પોતાનાં ગુપ્તમાં કરેલાં કામો કહેતાં લાજ લાગે ૭ એમ છે ત્યારે એવાં કામ કરનારનો પ્રભુના કોપથી નાશ થવાને બદલે જે બચાવ થાય છે તે કેવળ કૃપાથી થાય છે, અને કૃપા તે તો ઇસુ ખ્રીસ્તને લીધેજ છે. તો આ પ્રેમી તારનાર પર આપણે કેટલી બધી પ્રીતિ કરવી ઘટે છે !

અશુદ્ધ આત્માની આખી સેનાથી હેરાન થતો કબરોમાં વસ્તો માણસ, જે પત્થરોથી પોતાને ઘાયલ, કરતો તે જ્યારે ઇસુથી સાજો કરાયો અને શુદ્ધીમાં તથા હોંશમાં આવ્યો ત્યારે પ્રભુ ઇસુને વિનંતી કીધી કે હું તારી પાછળ આવીશ, પણ ઇસુએ તેને જણાવ્યું કે મેં ( ઇસુએ ) તારે સારૂ કેટલું બધું કર્યું છે તે તારાં સગાંમાં જાહેર કર. ૮ હવે આ ભૂત વળગેલા માણસ કરતાં પ્રભુ ઇસુએ આપણે માટે શું ઓછું કર્યું છે! ખરેખર જો આપણે ઇસુથી સાજા

---

૧. ૧કરીં; ૧૬; ૨૨. ૨. ઉત્પ; ૧૮; ૨૦. ૩. ઉત્પ; ૧૯;૨૪. ૪. ઉ.પ; ૬; ૫. ૫. ગણ; ૧૫;૩૨. ૬. એફે; ૨;૩. ૭. એફે;૫;૧૨. ૮. માર્ક; ૫; ૧૯.

થએલા હોઇએ તો ઇસુએ આપણે માટે કેટલું કર્યું છે તે જાણીશું અને તેની પ્રીતિનાં વખાણ કરીશું.

પ્રભુના કરવાથી અહાશવેરશ રાજાની ઉંઘ ઉડી ગઈ અને રાત્રે જ્યારે દફતર વાંચવા બેઠો ત્યારે વાંચતાં વાંચતાં માલૂમ પડ્યું કે યહુદી મોર્દખાયે રાજાનો જીવ બચાવ્યો છે, પણ તેને માટે કંઈ કરવામાં આવ્યું હોય એવું જણાયું નહિ, જેથી રાજાએ પોતાનો રાજપોષાક પહેરાવી તથા ઘોડાપર બેસાડીને તેની આગળ નેકી પોકારાવી અને એમ આ રાખમાં બેઠેલાની હાલતમાં મોટો ફેરફાર કરી નાંખ્યો. ૯ યાદ રાખવું કે અહાશવેરોશ તો રાજા હતો ને મોર્દખાય તો તેનો એક પહેરેગીર સીપાઇ હતો, છતાં જીવ બચાવ્યાને લીધે રાજાએ તેની મોટાઇ વધારી ને એમ તેના ઉપકારનો બદલો વાળ્યો, ત્યારે ઈસુ ખ્રીસ્ત જે પરાત્પર દેવનો દિકરો અને સર્વ કરતાં મોટું નામ પામેલો ૧૦ છે, જે બાપના જમણા હાથે ઉંચો કરાઇને બેઠેલો છે, ૧૧ તેણે જે આપણું સર્વકાળિક હીત કર્યું છે તેને લીધે આપણે તેનું કેવું સન્માન કરવું ?

બૈરીઓમાં જન્મેલા સૌથી મોટા યોહાને તો પ્રભુ ઇસુની મોટાઇ જાણી કહ્યું કે હું તેના ચંપલની વાધરી છોડવા લાયક નથી ( માર્ક; ૧; ૭ ) તે વધતો જાય પણ હું ઘટતો જાઉં એ અવશ્યનું છે, ૧૨ ત્યારે એજ ચાહના તથા ઉમેદ આપણા જેવા અધમોની છે શું?

દાઉદ, પ્રભુના કોષની આગળ ઉત્સાહથી નાચતો હતો ત્યારે પતીત રાજાની દીકરી મીખાલે બારીમાંથી તેને જોયો અને માઠું લાગવાથી જ્યારે દાઉદ આંશિર્વાદ દેવાને પોતાના ઘરમાં આવ્યો ત્યારે કહ્યું કે ઇસ્રાએલનો રાજા કોઇ હલકો માણસ નિર્લજતાથી નગ્ન

---

૯. એસ્તર; ૬. ૧૦. ફીલી; ૨; ૯. ૧૧. હેબ્રી; ૧૦; ૧૨.
૧૨. યોહાન; ૩;૩૦.

થાય તેમ પોતાના દાસ તથા દાસીઓ આગળ હલકો દેખાય એ ઘટાર્થ છે શું?

પણ દાઊદે કહ્યું, કે પ્રભુએ મને રાજા થવા સારૂ તારા બાપ કરતાં વધારે પસંદ કર્યો છે, માટે હું યહોવાહ આગળ ઉત્સાહ કરીશ અને તે કરતાં પણ હલકો થઇશ ને મારી પોતાની દ્રષ્ટીમાં નિચ થઈશ. ૧૩ હવે જો દાઊદ રાજા છતાં પ્રભુની આગળ પોતાને હલકો ગણાવાને નકારતો નથી, તો આપણે તેની સ્તુતિ તથા વખાણને સારૂ કેટલા આતુર તથા હોંસીલા હોવા જોઇએ? ભલે બીજા ખ્રીસ્ત ઇસુની વાત ન શોધતાં પોતાનીજ વાત શોધે ૧૪ પણ આપણે તારણ પામનારા જેઓને સારૂ ખ્રીસ્ત મર્યો છે તેઓએ તેનાં પવિત્ર નામનાં વખાણ અહોનીશ કર્યાજ કરવાં જોઇએ.

માણસનું સ્વભાવીક વલણ છે કે પ્રીતિ કરનારપર પ્રીતિ થઇ શકે છે. " દાણીઓ પણ શું એમજ નથી કરતા? સલામ કરનારને સલામ પાછી વાળવી પડે છે. તમારા ભાઇઓ શું એમજ નથી કરતા? ૧૫ તો હવે પ્રભુ ઇસુએ જે પ્રીતિ આપણાપર કરેલી છે તેના પ્રમાણમાં આપણે ઇસુપર કેટલી બધી પ્રીતિ કરવી ઘટાર્થ છે? પહેલાં આપણે તેને કંઈ આપ્યું ને પછી તે પાછું વાળી આપે એમ નહિ. પણ પહેલાં તેણે આપણાપર પ્રીતિ કીધી છે. ૧૬ તેણે આપણને દાસ નહિ પણ મિત્ર કહ્યા છે, તો મિત્રને સારૂ મિત્ર પોતાનો જીવ આપે એથી કોઇનો પ્રેમ મોટો નથી. ૧૭ એથી અધિક વાત એ છે કે જ્યારે ભૂંડાં કામોથી તેના વૈરી ૧૮ હતા ત્યારે ખ્રીસ્ત આપણે સારૂ મરણ પામ્યો છે. પ્રભુ ઇસુ ખ્રીસ્તે જે પ્રીતિ આપણાપર કીધી

---

૧૩. ૨સામુ; ૬; ૨૦—૨૨. ૧૪. ફીલી; ૨; ૨૧. ૧૫. માથ્થી; ૫; ૪૬. ૪૭ ૧૬. ૧યોહા; ૪; ૧૦. ૧૭. યોહા; ૧૫: ૧૩. ૧૮. કલો; ૧; ૨૧.

છે; તેટલી આપણે કદી તેનાપર કરી શકીશું નહિ. કેમકે તેની પ્રીતિ જાણ્યા કરતાં અધિક છે. ૧૯ માટે આપણે તેની પ્રીતિ જાણીને તેના ઉપર પ્રીતિ કરવીજ જોઇએ. પાઉલ લખે છે કે મેં તમારાપર વધતો પ્રેમ કીધો તો શું હુ થોડો પ્રેમ પામું? ૨૦ પ્રભુ ઇસુની મોટાઇને લીધે અને જે પ્રેમ તેણે આપણાપર કીધો છે તેને લીધે યોનાથાનની દાઉદપર જે પ્રીતિ હતી ૨૧ તેના કરતાં વધારે પ્રભુ ઈસુ ખ્રીસ્તપર આપણી પ્રીતિ હોવી જોઇએ.

યરૂસાલેમ, કાપરનાહુમ, બેથસાઇદા, ખોરાજીન તથા યહુદા ઇ- સકારીઆત, જેઓએ પ્રભુ ઈસુ ખ્રીસ્તને ચાહ્યો નથી તથા તેની પ્રીતિ કરી નથી તેઓના હાલ જરા ધ્યાનમાં લ્યો. આજસુધી તેમને જો- ઇને તથા સાંભળીને બધાને તીરસ્કારજ છુટે છે. ૨૨ એમજ, એવી તથા એથી અધિક બુરી દશા પ્રભુ ઈસુની પ્રીતિ ન કરનારાની થવા- ની છે. કેમકે જે કોઈ આપણા પ્રભુ ઈસુ ખ્રીસ્તપર પ્રીતિ ન કરે તે શ્રાપીત થાય. કાઇન શ્રાપીત થયો તો જનાવર જેવો દેખાવા લાગ્યો,૨૩ ગેહાજીને શ્રાપ લાગ્યો તો તરત કોઢી થઈ ગયો. ૨૪ શ્રાપીત શહેરોને " હાય હાય " કહેવાયું. તેમજ આ જીંદગીમાં જો માણસ પ્રભુ ઈસુ ખ્રીસ્તને ન ચાહે, તેની પ્રીતિ નહિ જાણે, તેની ઉપર પ્રીતિ નહિ કરે તો મરણ પછી તેને શ્રાપીત થવાનું છે. આ જીંદગીમાં પ્રભુની ધીરજે એવી દશા નહિ દેખાય તેમ છતાં પ્રેમ ન કરનારા શ્રાપમાંજ રહે છે. પણ જેઓના મનમાં દેવનો પ્રેમ વહેવાડેલો છે ૨૫ જેઓ આપણા પ્રભુ ઈસુ ખ્રીસ્તપર નિષ્કપટ પ્રીતિ કરે છે તેઓને તો આ કાળની કોઇ સૃજેલી વસ્તુ ખ્રીસ્તની પ્રીતિથી જુદા કરી શકતી નથી

---

૧૯. એફે; ૩; ૧૯. ૨૦ ૨કરીં; ૧૨;૧૫. ૨૧ ૨સામુ;૧;૨૬. ૨૨. યર્મી; ૨૪; ૯. ૨૩. ઉત્પ; ૪;૧૪. ૨૪. ૨રા;૫;૨૭.૨૫.રૂમી;૫;૫.

૨૬ અને દેવ પણ અન્યાયી નથી કે તમારાં કામ તથા પ્રીતિ વિસરે
૨૭ પ્રીતિજ સાબીત કરી આપે છે કે આપણે તેના શિષ્ય છીએ
૨૮ પણ જેઓ આપણા પ્રભુ ઈસુ ખ્રીસ્ત પર પ્રીતિ ન કરે તે
શાપીત થાય.

## કૃપાનું મોટું જોખમ.

પુરાતન વખતમાં પ્રભુ "સર્વ સમર્થ" તરીકે પોતાના લોકને જાહેર થયો. અને હરેકને જુદી જુદી વખતે દર્શન આપી પોતાને પ્રગટ કર્યો. પણ મિસરમાંથી ઇસ્રાએલીઓને ૧ કાઢવાના સમયે અને ખાસ કરીને સિનાય પર્વતપર પોતાના લોકને યહોવાહ એ રીતે જાહેર થયો. બધાની વચમાં તે ઉતર્યો. અને બધાએ તેની વાણી સાંભળી. પરંતુ લોક તથા પ્રભુની વચ્ચે અમુક હદ હતી. જે ઓળંગી કોઈ પહાડને અડકી શકે નહિ. પણ લોકોએ તેજ પ્રસંગે સોનાનો વાછરડો બનાવીને કહ્યું કે અમને મિસરમાંથી કાઢી લાવનાર દેવ તે આ છે. ૨ અને એમ સર્વ સમર્થ પ્રભુનો નકાર કર્યો, જેનું પરિણામ એ થયું કે વીસ વર્ષથી ઉપરના બધા માર્યા ગયા અને તેમનાં મુડદાં અરણ્યમાં રઝળ્યાં.

ત્યારપછી સમય પુરો થયે પ્રભુપણામાંનો દેવનો શબ્દ, પ્રભુ ઈસુ પ્રગટ થયો. તે શબ્દ સંદેહ થયો ને આપણામાં વસ્તી કીધી. સિનાય પર્વત આગળ પ્રભુ પાસે જવા હદ હતી. પણ આ પ્રભુ ઈસુ આપણી મધ્યે આવ્યો, તેમ છતાં લોકોએ તેને ઓળખ્યો નહિ, તેનો અંગીકાર કીધો નહિ અને મહિમાના પ્રભુને વધસ્તંભે જડયો. જેનું પરિણામ એ થયું કે ન્યાયી હાબેલના લોહીથી જખરીયા જે હોમ-

---

૨૬. રૂમી; ૮; ૩૯. ૨૭. હેબ્રી; ૬; ૧૦. ૨૮ યોહા; ૧૭;૩૫.
૧. નિર્ગ; ૬;૩. ઉત્પ; ૧૭; ૧. ઊત્પ; ૨૮; ૩. ઊત્પ; ૩૫; ૧૧.
૨. નહે; ૯; ૧૮.

પેઢી આગળ પડીને મરણ પામ્યો, ત્યાં સુધીના બધા ન્યાયીઓના લોહીનો બદલો દુષ્ટ તથા વ્યભીચારી પેઢી, હઠીલી તથા અડીયલ પેઢી પાસેથી લેવાયો. ૩

હવે પ્રભુ ઇસુના આકાશમાં ગયા પછી 'પ્રભુ પવિત્રાત્મા' મોકલવામાં આવ્યો છે. અને તે બાપ તથા પુત્ર કરતાં વધારે નજીક એટલે સાથે રહેવા તથા દીલમાં વસવાને માટે મોકલાયો છે. જેમ યહુદી લોકોએ મસીહ આવ્યા છતાં તેને જાણ્યો નહિ, પણ તેની વાટ જોતાં જોતાં તેને મારી નાંખ્યો. એમજ કેટલાએક ખ્રીસ્તીઓ પણ પવિત્રાત્માની વાટ જુએ છે, આકાશમાંથી તેને પામવાની આશા રાખે છે. પણ તેની પ્રેરણા તથા અસરો ધ્યાનમાં ન લેતાં તેને ખેદિત કરે છે, હોલવે છે. અને પવિત્રાત્માનાં ફળોથી ભરેલા થતા નથી. ને જો મરણ પર્યંત આવી રીતે રહી પવિત્રાત્માને ન જાણે તો નામના ખ્રીસ્તીઓને માથે આગલાં બંન્ને જોખમ કરતાં વધારે જોખમ રહેલું છે. લખ્યું છે કે "જેણે નિયમશાસ્ત્ર ગણકાર્યું નહિ તે દયા પામ્યા વિના બે કે ત્રણ શાહેદીપરથી મરણ પામતો તો જેણે દેવના પુત્રને પગ તળે છુંદયો તથા કરારના જે લોહીથી પોતે પવિત્ર થયો તેને અશુદ્ધ ગણ્યું ને કૃપાના આત્માનું અપમાન કીધું, તે કેટલી વધતી કઠણ સજાને યોગ્ય થશે, તે વિષે તમને શું લાગે છે?"

## કેટલીએક શંકાનું નિરાકરણ.

સ૦ શું આપણે એવું ધારવું, કે ખ્રીસ્તે આપણે સારૂ બધું કર્યું છે, અને આપણે કૃપાના સમયમાં છીએ તો આપણે કંઇ કરવાનું નથી. બસ, આપણું તારણ થશેજ ?

---

૩. માત્થી; ૨૩; ૩૫-૩૬. ૪. હેબ્રી; ૧૦; ૨૮-૨૯.

જ૦ ના, એવું નથી, જ્યાં સુધી માણસ પોતાનાં પાપનો પ-સ્તાવો કરી ઇસુપર વિશ્વાસ કરતો નથી, ત્યાં સુધી તે નિયમ તળે છે. અને જે નિયમ તળે છે તે શાપ તળે છે. અને જે નિયમને ચાહે છે તે કૃપામાંથી નિકળી જાય છે. આથી તે દેવના કોપ તળે આવે છે. સીમઈ પોતાની હદ છોડીને ગયો તેથી મરણ પામ્યો. ૧ એમજ આ-પણે ખ્રીસ્તમાં રહેવાનું છે. પણ ખ્રીસ્તની બહાર બચાવ નથી. કોઇ મનુષ્ય ઘાતક આશ્રય નગરમાં ન પહોંચે ત્યાં સુધી તે જોખમમાં છે. પણ આશ્રય નગરમાં ગયા પછી ઠરાવેલો યાજક અજાણે થએલા ખુન વાળાનો બચાવ કરે છે, વળી બચાવ પછી પ્રમુખ્ય યાજકની હૈયાતી-માં બહાર જઇ શકે નહિ ૨ તેમજ પાપી, જ્યાં સુધી ઇસુને શરણે ન જાય ત્યાં સુધી નાશમાં છે. પણ તેના પર વિશ્વાસ કરી શરણે જાય તો તે નાશ નહિ પણ સર્વકાળનું જીવન પામશે.

જળપ્રલયમાંથી બચવાને સારૂ નુહાના વહાણની નજીક ઉભા રહેવું બસ નથી, પણ વહાણમાં બેસવાથી બચાવ છે. તેમજ આ કૃપાના સમયમાં ખ્રીસ્ત ઇસુપર વિશ્વાસ કરવો ને "ખ્રીસ્તમાં રહેવું૩" એ અગત્યનું છે. ખ્રીસ્ત ઇસુને ધકાધકી કરનારમાંના ઘણા રોગી હશે, પણ વિશ્વાસથી અડકનાર બૈરીજ સમી થાય છે. ૪

સ૦ શું પાપોની માફી "માગવાથી" નથી મળતી ?

જ૦ ના, પ્રભુને હોઠોની જરૂર નથી પણ અંતઃકરણની છે. યહુદાના હોઠ ઇસુને ચુંબન કરતા હતા, પણ તેનું દિલ પ્રીતિવાળું નહોતું. ૧ પ્રભુ કહે છે આ લોક હોઠોથી મને માન આપે છે, પણ તેઓનાં દિલ મારાથી વેગળાં છે. ને તેઓમાં મારી બીક તે તો પાઠે

---

૧. ૧રા. ૨; ૩૯-૪૬. ૨. ગણ; ૩૫; ૨૮. ૩. ૧યોહા; ૫; ૨૦. ૪. માર્ક; ૫; ૨૯-૩૧. ૧. લુક; ૨૨;૪૮.

કરેલી માણુસની આજ્ઞા છે. ૨ આવા હોઠોથી પાપની માફી માગનારા પ્રભુને છેતરી શકશે નહિ. માફીને સારૂ ખ્રીસ્તના મરણ પછી પસ્તાવો કરવાની આજ્ઞા છે. જેમ લખ્યું છે કે "પસ્તાવો કરો એમાટે કે તમારાં પાપ ભુંસાઈ જાય." ૩ વળી "પાપ નિવારણને અર્થે પસ્તાવો કરો." ખ્રીસ્તના મરણ પહેલાં આપણે માફી માગવી એમ છે, પણ મરણ પછી બાયબલમાં માફી માગવી એ શબ્દો નથી. તેથી માફીને સારૂ પસ્તાવો કરવો, તેમજ પાપ કબુલ કરવાં ૪ એ ફરજ છે. યાદ રાખવું કે માણસનું દિલ તે વિષે જાણતું નહિ હોવાથી તેની આગળ માફી કહેવી ઘટે છે. પણ હૃદયના પારખનારને માફી કહેવાની જરૂર નથી.

સ૦ શું આપણાં બધા પાપોની માફી ખ્રીસ્ત ઇસુમાં છે?

જ૦ હા, ખ્રીસ્ત ઇસુનું લોહી પાપોના નિવારણને સારૂ વહ્યું છે. વિશ્વાસ કરનારનાં બધાં પાપ ખ્રીસ્તના માથાપર મુકાયલાં છે ૧ વળી તેનું લોહી પાપો કાઢવાને સમર્થ છે, તેથી જે કૃપા તેણે વહાલામાં આપણને મફત આપી, એમાં એના લોહીને આશરે તેની "કૃપાની સંપતું પ્રમાણે" આપણને ઉદ્ધાર એટલે પાપની માફી છે. હા, મિસરનું "બેસુમાર અન્ન" જેની ગણુત્રી કરવાનું યુસફે છોડી દીધું ૨ તે કરતાં ખ્રીસ્તની અશોધ્ય સંપત વધારે છે. તેને કોણ માપી શકે?

યોહાન લખે છે કે "તમાર પાપ માફ થયાં છે" અને પાઉલ લખે છે કે "જેમ દેવે ખ્રીસ્તમાં તમને માફ કીધું" "તમારા સર્વ અપરાધો માફ કરીને" ૩ "ખ્રીસ્ત ઇસુમાં જેઓ છે તેઓને દંડાજ્ઞા નથી" "દેવ તેઓપર તેઓના અપરાધો ગણતો નથી" આવાં વાક્યોમાં પાપી માણસો જેઓ ઇસુ પર વિશ્વાસ કરે છે તેઓને સારૂ

---

૨. માત્થી;૧૫;૮-૯. ૩. પ્રેરી;૩;૧૯. ૪. યાકુ;૫;૧૬. ૧યોહા;૧;૯.
૧. ૧પીત;૨; ૨૪. ૨. ઉત્પ; ૪૧; ૪૯. ૩. કલો; ૨; ૧૩.

મોટા આનંદની વાત રહેલી છે. પ્રાયશ્ચિતને દિવસે પ્રમુખ્ય યાજક જે પ્રાયશ્ચિત કરતો તેમાં આખી ઇસ્રાએલી કોમની માફી થતી. હવે જો કોઇ પાપ કરે તો બાપની પાસે આપણો મધ્યસ્થ છે, ને કેવળ આપણા વિષે નહિ પણ આખા જગત વિષે તે પ્રાયશ્ચિત છે.

કદાપી આ વાતથી કોઇ એમ કહે કે ત્યારે તો પાપ કર્યા કરીએ તો શી હરકત? ના. એવું નથી, કેમકે લખ્યું છે કે કૃપા અધિક થાય માટે પાપ કરતા રહીએ શું? ના, એવું ન થાઓ. જે પાપ સંબંધી મુએલો થઇ ન્યાયીપણા વિષે જીવે છે તે એવું જીવન કેમ કાઢવા ચહાય? વળી ઇસુનું લોહી પાપોના નિવારણને સારૂ વહેવડાએલું છે, કંઇ પાપોનો વધારો કરવા સારૂ નહિ. તેથી જેના હૃદયપર ઇસુના લોહીનો છંટકાવ છે તે એ વાત પસંદ કરશે નહિ.

જે કોઇ એવી ઉમેદ રાખનાર છે તે તો યર્દનનાં કિચડનાં પાણી જે નિરોગી નથી ૫ થતાં તેવો છે, અથવા ધોએલી ભૂંડણ જે કીચડમાં આળોટવું પસંદ કરે અને કુતરૂં જે પોતાની ઓકની ગમ પાછું ફરે તેના જેવો છે. ૬ પણ આપણને યાદ છે કે જેણે આપણનેજ ના કહી તે પોતાનાં મોતી ભૂંડોની આગળ ને જે પવિત્ર તે કુતરાંની આગળ નહિ નાખે. ૭ હા, જો કોઇ પ્રભુની કૃપાપર ધોરણ રાખી પાપમાં મગ્ન રહેવા ચહાય તો તે કેવળ દુષ્ટ છે. કેમકે લખ્યું છે કે દુષ્ટ ઉપર કૃપા કરાય તોપણ તે ન્યાયીપણું નહિ શીખે, હા, પ્રમાણિકપણાના દેશમાં તે ભૂંડુ કરશે. ૮

સ૦ જો આપણે નિયમને આધીન નથી તો પછી દશ આજ્ઞા તોડ્યા કરવી?

જ૦ નિયમશાસ્ત્રવાળાને, નિયમ, પત્થરની પાટીપર છે, પણ દેવના નિયમ, કૃપા પામેલાનાં હૃદયપર છે; કૃપાનો આત્મા જે તેઓમાં વસે

---

૪. ૧પીત; ૨; ૨૪. ૫. હજ; ૪૭; ૧૧. ૬. ૨પીત; ૨; ૨૨. ૭. માત્થી; ૭; ૬. ૮. યશા; ૨૬; ૧૦.

છે તેથી પ્રેમ, આનંદ, શાંતિ, સહનતા, માયાળુપણું, ભલાઇ, વિશ્વાસ, નમ્રતા, સ્વદમન એવાં આત્માનાં ફળો લાગે છે. એઓમાં પહેલું ફળ જે "પ્રેમ" તેમાંજ બધા નિયમ પુરા થાય છે. અને બાકીનાં આઠ ફળો કૃપા પામેલામાં જોવામાં આવે છે. નિયમવાળા કદી નિયમ પાળી શકવાના નથી, પણ કૃપા પામેલા જેઓને આત્માનાં ફળો લાગે છે. તેઓને માટે ઉલટો નિયમ હોતો નથી. ૯

સ૦ હમણાં નહિ પણ મરણ પહેલાં વિશ્વાસ કરીએતો શું તારણ નહિ થાય ? મરતો ચોર શું મરણની અણીપર તારણ પામ્યો નથી?

જ૦ જે મુલતવી રાખે છે, તે હમેશાં પસ્તાય છે. ફેલીકસે પાઉલને કહ્યું કે હમણાં તો તુ જા, પ્રસંગ મળ્યાપર હુ તને બોલાવીશ. ૧૦ તો ફેલીકસને તે ફરી વખત મળ્યો શું ? ઉલટું શાસ્ત્રમાંતો એમ લખ્યું છે કે "હમણાંજ માન્યકાળ,હમણાંજ તારણનો દિવસ"૧૧ પણ એની મતલબ એવી નથી કે ગમે ત્યારે માન્યકાળ અને તમારી ખુશીમાં આવે ત્યારે અથવા મરણની ઘડી પર તારણનો દિવસ. આવી ઇચ્છા રાખનારા તારણને અર્થે સત્યની પ્રીતી પામી લેતા નથી. ૧૨ પણ અનંતજીવન પામવા સારૂ પોતાને અયોગ્ય ઠરાવે છે.

સ૦ હું માનું છું કે ઇસુ દેવનો પુત્ર તથા માણસનો તારનાર છે, પણ મારી દેહની ઇચ્છાઓ હુ નકારી શકતો નથી. તો શું હું ખરો ખ્રીસ્તી નથી ?

ના. દેહ પ્રમાણે ચાલનાર દેવને પ્રસન કરી શકતા નથી. વળી ખ્રીસ્તનો શિષ્ય પણ થઈ શકતો નથી. ૧૩ કેમકે દૈહીક ભાવ તે દેવ પર વેર છે ૧૪ અને દુનિયાની દોસ્તી દેવ સાથે દુશ્મનાઇ છે; ૧૫ જે ડાળી વેલામાં ન રહે તે સુકાઈ જાય, ને કાપી નંખાય. ત્યારપછી

---

૯. ગલા; ૫; ૨૨—૨૩. ૧૦. પ્રેરી;૨૪; ૨૫. ૧૧. ૨કરી;૬;૨. ૧૨. ૨થેસા; ૨; ૧૦. ૧૩. લુક; ૧૪; ૨૬. ૧૪. રૂમી; ૮; ૮. ૧૫. યાકુ; ૪; ૪.

વસ્તેવને લાયક થાય. ૧૬

જો આપણે માનીએ છીએ કે ઇસુ તે શીર છે ને આપણે તેનાં અવયવો. ૧૭ તો શરિરમાંનું જે અવયવ જ્યારે શિરને ધોરણે ન ચાલે ત્યારે તે નિર્જીવ, પક્ષઘાતી તથા મુએલું એવું હોય છે. જો કોઇ ખ્રીસ્તી હોવાનો દાવો કરે, પણ જુના માણસપણા પ્રમાણેજ ચાલે તો તે "નામે જીવે છે" ૧૮ છેલ્લે દિવસે ઇસુ તેને ઓળખશે નહિ. ૧૯

## નહિ માગવો ?

સ૦ શું પવિત્ર આત્મા નહિ માગવો ?

જ૦ પચાસમા દિવસ પછી પવિત્રાત્મા, સાથે તથા માંહે સદા રહેવા ૧ માટે મોકલવામાં આવેલો છે. ઈસુના મહીમાવાન કરાવા પહેલાં તેની માગણી કરી શકાય એમ હતું, કેમકે ત્યાં સુધી પવિત્રાત્મા અપાયો ન હતો. ૨ પણ હવે ખ્રીસ્તે આકાશમાં જઇને પોતાના બદલામાં ૪ મોકલ્યો છે. વિશ્વાસ કરનારને તે મળે છે. અને તેમનામાં રહે છે. ૪ વળી જેઓ અણુપસ્તાવીક તથા અવિશ્વાસુ છે તેઓને પાપ તથા ન્યાયીપણું તથા ન્યાયી ઠરાવવા વિષે ખાત્રી કરાવવા પ્રયત્ન કરે છે. ૫ મંડળી આકાશમાં લઇ લેવાશે ત્યાં સુધી તે જગતમાં છે. પણ જ્યારે તે વચમાંથી ( જગતમાંથી ) કઢાશે ૬ ત્યાર પછી ખ્રીસ્ત વિરોધી પ્રગટ થઈ શકશે. પણ હમણાં વિશ્વાસથી તેનો સબંધ થાય છે. ૭

કોઇ પવિત્રાત્મા દાન તરિકે માગે. પણ દાન પ્રભુની મરજીની વાત છે. " આત્મા એકનો એક પણ કૃપાદાન જુદાં જૂદાં " ૮ ત્યારે આ દાન તેતો આત્માથી છે, નહિં કે માગનારથી. જો કોઇ

---

૧૬. યોહા; ૧૫; ૬. ૧૭. ૧કરી; ૧૨; ૧૨. ૧૮. પ્રક; ૩; ૧. ૧૯. માત્થી; ૭; ૨૩. ૧. યોહા; ૧૪; ૧૬. ૨. યોહા; ૭; ૩૯. ૩. યોહા;૧૬;૭. ૪. ૨તીમો;૧;૧૪. ૫. યોહા;૧૬;૮. ૬. ૨થેસા;૨;૭. ૭. પ્રેરી; ૧૯; ૨. ૮. ૧કરી; ૧૨; ૪.

કહે કે એલીશાએ બમણો આત્મા માગ્યો. ૯ પણ તેની વિનંતી વ્યાજબી હતી, કેમકે એલીયાના પછી પ્રભુએ તેને ભવિષ્યવાદી નિ- મ્યો હતો. ૧૦ પણ કૃપાના સમયની માફક આગલા વખતમાં પવિત્ર આત્માનું હાજર થવું સદા રહેવા માટે નહતું.

આપણે શાથી માની શકીએ કે પવિત્ર આત્મા જગતમાં છે, ને આપણામાં રહી શકે ?

જ૦ જે કોઈ ઇસુ પ્રભુ છે એવું કબુલ કરે છે તો તે પવિત્ર આત્મા રહીત નથી. ૧૧ વળી દરેક વિશ્વાસ કરનાર પવિત્ર આત્મા પામે છે, ૧૨ પસ્તાવો, વિશ્વાસ, નવો જન્મ પવિત્રીકરણ એ બધાં કાર્યો ફક્ત પવિત્રાત્માજ કરે છે. વળી જો પવિત્રાત્મા ન હોય તો " પવિત્ર આત્માની સંગત " ૧૩ એવું આશીર્વચન શી રીતે બો- લાય ? પવિત્રાત્માને ઉલટું પાપ ૧૪ શી રીતે થાય ?

પવિત્ર આત્માને"ખેદીન ન કરો"૧૫"આત્માને ન હોલવો" ૧૬ "આત્માથી ભરપુર થાઓ" ૧૭ આવાં વાક્યોથી શું પ્રગટ નથી થતું કે આપણા માગ્યા વિના તે જગતમાં છે ને આપણામાં રહી શકે છે! નહિં તો આપણાં શરિર તેનાં મંદિર ક્યાંથી કહેવાય ? ૧૮.

## આપણે નિયમને નહિ પણ કૃપાને આધીન છીએ.

" તમે નિયમે આધીન નથી પણ કૃપાને આધીન છો " ૧

નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓ યોહાનના આવતા સુધી હતાં. પણ યોહાન પછી પ્રભુ ઇસુખ્રીસ્ત આવે છે, તેનાથી કૃપા તથા સત્યતા પ્રગટ કરાયાં છે. તો વહાલાઓ હવે આપણે નિયમના નહિ પણ કૃપાના સમયમાં હોવાથી કૃપાને આધીન છીએ, આપણે જે છીએ તે કેવળ દેવની કૃપાથીજ છીએ. આપણાં પાપોની માફી, વિશ્વાસ, આ-

---

૯. ૨ રા.૨;૯. ૧૦. ૬૨રા;૧૯;૧૬. ૧૧. ૧ કરી;૧૨;૩. ૧૨.૧યોહા;૪;૧૩ ૧૩. ૨ કરી;૧૩;૧૪. ૧૪. માર્ક;૩;૨૯. ૧૫,એફે;૪;૩૦. ૧૬.૧થેસા;૫;૧૯ ૧૭. એફે; ૫; ૧૮. ૧૮. ૧ કરીં; ૬; ૧૯. ૧. રૂમી; ૬; ૧૪-૧૫

પણું તારણ, પવિત્ર જિંદગી તથા દત્તકપુત્રપણું એ સર્વ કૃપાથીજ છે. તો આપણે નિયમને નહિ પણ કૃપાનેજ આધીન છીએ.

નિયમશાસ્ત્ર તે તો "અક્ષર" કહેવાય છે અને તે તો મારી નાખનાર છે. પણ ખ્રીસ્તથી જે કૃપા પ્રગટ થઇ છે તેમાં કૃપાનો આત્મા જીવાડનાર છે. ૨

નિયમશાસ્ત્ર પહેલો કરાર કે "જૂનો" કરાર કહેવાય છે. તેના શબ્દો પત્થરની પાટીપર લખેલા છે. પણ બીજાને સ્થાપવા માટે, પહેલો કરાર રદ કરવામાં આવે છે. કેમકે નિયમશાસ્ત્રથી કંઈ પરિપૂર્ણતા થઈ નથી. ૩ હવે ખ્રીસ્તના રક્તમાં નવો કરાર ૪ થએલો છે. પ્રભુ ભોજનના સંસ્કાર વખતે તેનું સ્મરણ નથી થતું શું? ત્યારે હવે આપણે આગલા જૂના કરારને આધીન કેવી રીતે છીએ? જો કોઈ નિયમશાસ્ત્ર તથા જૂના કરારને વળગી રહેવા ચ્હાય તો ઘણું સંભાળવું, કેમકે જે જુંનું તથા જરજરીયું તે તો ટળી જવાની અણી પર છે. ૫ પણ નવા કરારનો મધ્યસ્થ પ્રભુ ઇસુ સદા જીવતો છે.૬

નિયમશાસ્ત્રને આધીન જેઓ છે તેઓને સારૂ દેવના નિયમ પત્થરની પાટીપર લખવામાં આવ્યા છે પણ જેઓ કૃપાને આધીન છે તેઓના નમ્ર તથા માંસના હૃદયપર ૭ નિયમ લખવામાં આવે છે. નિયમશાસ્ત્રના અમલ નીચે રહેનારને મનમાં પાપ રહે છે. માટે દેવના નિયમ બહાર છે પણ કૃપા પ્રાપ્ત કરનારના મનમાં નિયમ લખાય છે. અને પાપ બહારથી ઘેરી લે છે (અંદર જે પાપ છે તે વધસ્તંભે જડાયલી અવસ્થામાં છે. ૮)

પાઉલ રૂમીઓના પત્રમાં લખે છે કે બૈરી, તેનો ધણી જીવે છે ત્યાં સુધી વરના નિયમથી બંધાયલી છે. પણ જો વર મરી જાય તો વરના નિયમથી છુટી છે. આ દાખલા પરથી પાઉલ શીખવે છે કે જેમ બૈરી તેના ધણીના મરણથી છુટી છે, તેમજ આપણે આપણા આગલા ધણી નિયમશાસ્ત્ર સંબંધી મૂએલા થવું, ને બીજો જે મુએલામાંથી

---

૨. ૨કરી. ૩; ૬. ૩. હેબ્રી; ૭; ૧૯. ૪. લુક ૨૨; ૨૦. ૫. હેબ્રી;૮;૧૩. ૬. હેબ્રી;૭;૨૫. ૭. હેબ્રી; ૮;૧૦. ૮. ગલા; ૫;૨૪.

પાછો ઉઠયો એટલે ખ્રીસ્ત તેના થવું. એમાટે કે આપણે લેખના જૂના પણાએ નહિ પણ આત્માના નવા પણાએ સેવા કરીએ. ૧ શું એક બૈરી બે ધણી રાખી શકે? ના. ત્યારે તમે ખ્રીસ્તની કન્યા છો? ખ્રીસ્ત તમારો ધણી છે? તો આગલા ધણી નિયમશાસ્ત્રને શી રીતે રાખી શકો છો!

ગલાતી મંડળી પોતાના આગલા ધણીને એટલે નિયમશાસ્ત્રને છોડવા ચહાતી નહતી, એટલે તેની ઝુંસરી તળેથી તેઓ નિકળવા ચાહતા ન્હોતા. આ કારણથી પાઉલ તેઓને સાફ જણાવે છે કે એમ કરવાથી તો તમે કૃપામાંથી નિકળી જાઓ છો. ૧૦ વળી તેમને પાઉલ જણાવે છે કે ખ્રીસ્તમાં નિયમની સુનંત કે બેસુનંત કંઈ ઉપયોગી નથી, ૧૧ કોઈ નિયમથી ન્યાયી ઠરવાનું નથી, પણ ખ્રીસ્ત તમને મોકળાપણું આપે છે તેમાં ટકો ને ફરીથી દાસપણાની ઝુંસરી તળે ન જોડાઓ. ૧૨ તમે જરા વિચાર તો કરો કે પવિત્રાત્મા જેવાં ઉત્તમ કૃપાદાન તમે નિયમનું સાંભળવાથી પામ્યા કે ખ્રીસ્તપરના વિશ્વાસથી પામ્યા? ૧૩

એજ મંડળીને પાઉલ સમજાવે છે કે ઇબ્રાહિમને બે દીકરા હતા. એક દાસીનો અને બીજો સ્વતંત્રણીનો. પણ જે દાસીનો દીકરો છે તેને કાઢી મુકવામાં આવે છે, ને સ્વતંત્રણીનો દિકરો વારસ થાય છે. આ ઉપમામાં બે કરાર દર્શાવે છે. જે દાસીનો દીકરો તે તો અરબસ્થાનમાંનો સિનાય પહાડ છે. ત્યાં પ્રગટ થએલું નિયમશાસ્ત્ર બધાને ગુલામ કરી રાખે છે. પણ પ્રભુનો હુકમ દાસી તથા તેના દીકરાને કાઢી મુકવાનો છે ૧૪ તો શું આપણે સ્વતંત્રણીનાં છોકરાં થવું અને દાસીના પણ થવું? ના. પણ જે વારસ છે તે તો કદી દાસીનો દીકરો થવા નહિ ચહાય. ભલે જેને થવું હોય તે થાય. અ-

---

૯. રૂમી; ૭, ૧-૬. ૧૦. ગલા; ૫, ૪. ૧૧. ગલા; ૫, ૬. ૧૨. ગલા; ૫, ૧. ૧૩. ગલા, ૩, ૨.

ફસોસ, હજારો અફસોસ!! કે ઘણા પોતાને સ્વતંત્રણીના દીકરા કહેવડાવે છે પણ દાસીના દીકરાની અવસ્થા પસંદ કરે છે. નિયમ, નિયમ અને નિયમ. એજ શિખવવા, એજ પાળવા એવા પ્રયત્ન કરતા કરતા કૃપામાંથી નિકળી જાય છે તે તેઓ જાણતા નથી ત્યારે આપણું કામ નિયમને ધોરણે નહિ પણ કૃપાને ધોરણે રાખવું ઘટે છે.

વિશ્વાસ આવ્યા પહેલાં આપણે નિયમ તળે રખાઇને જે વિશ્વાસ પ્રગટ થનાર હતો તેને સારૂ બંધ કરાએલા હતા. એ રીતે આપણને ખ્રીસ્તની ભણી પહોંચાડવા સારૂ નિયમશાસ્ત્ર આપણો બાળ શિક્ષક હતો પણ વિશ્વાસ આવ્યો ત્યારપછી આપણે બાળ શિક્ષકના હાથ તળે નથી. ૧૫

આજસુધી પણ એજ વાત છે કે જેઓ નિયમની ગુલામી જાણે છે, તેઓજ નિયમ તળેથી છુટીને ખ્રીસ્તની પાસે જાય છે. માટે તેઓ નિયમ તળે નથી, પણ ખ્રીસ્ત પાસે આવતા સુધી હરેક તેના બંધનમાં રહે છે. પણ ખ્રીસ્ત પાસે આવ્યા પછી નિયમની જરૂર રહેતી નથી. મુસાને કેનીના પુત્રોની જરૂર, વચનના દેશમાં પહોંચતાં સુધી (અરણ્યમાં) હતી, પણ વચનના દેશમાં ગયા પછી નહિ. અરણ્યમાં કેનીના પુત્રો આંખોની ગરજ સારે, પણ વચનના દેશમાં ગયા પછી ઇસ્રાએલીઓ તેઓનું ભલું કરે. ૧૬ એમજ નિયમ આપણને ખ્રીસ્ત ભણી પહોંચાડવા બાળશિક્ષક તરીકે છે પણ ખ્રીસ્ત પાસે ગયા પછી આપણે નિયમના હાથ તળે નથી. ઉલટું આપણામાં કૃપાએ વધારે પવિત્રાઇ પ્રગટ થાય છે. કેમકે નિયમશાસ્ત્ર જે જગતને અપરાધી ઠરાવનાર તે મુસાની માર્ફતે અપાયું પણ જગતના ઉદ્ધારને સારૂ પ્રગટ થએલી કૃપા ઈસુ ખ્રીસ્તથી થઈ તેના મહિમાવાન નામની સ્તુતિ સદાકાળ સુધી થાઓ. આમીન.

---

૧૫. ગલા; ૩; ૨૩-૨૫. ૧૬. ગણ; ૧૦; ૨૯-૩૨.

## ONCE FOR ALL.

" કૃપાએ વિશ્વાસને આશ્રે તરાયલા છો. "

૧૦, ૧૦, ૯, ૮ સ્વરો.

નિયમથી છુટા, રે સુખની સ્થિતિ,
ઇસુ મુઆ, તો થઇ પાપની માફી;
નિયમથી શ્રાપ, ને પાપથી બે હાલ,
કૃપાથી મુક્તિ, તે સહુ કાળ. ૧

તે સર્વ કાળ, ઓ પાપી,ગ્રહોને,
ત્રાણ સર્વ કાળ, હે ભ્રાત,માનો તે;
સ્તંભને વળગો,ન ખોજ કોઇ કાળ,
ઇસુથી મુક્તિ, તે સહુ કાળ. ટેક.

હવેથી મોકળા, દંડાયા નથી,
ઇસુ બક્ષે છે સંપૂરણ મુક્તિ;
મજ શરણે આવ,સુણ વાણી દયાળ,
બેઓને તારણ, તે સહુ કાળ. ૨
તે સર્વ કાળ, ઓ.

દેવના વહાલા, તો થઇ પરમગતી,
ખચીત દયા, તો પડાય ન કદી;
ચાઓ સજીવ, ફરમાવે ભૂપાળ,
નિંપન્ન તારણ, તે સહુ કાળ. ૩
તે સર્વ કાળ, ઓ.

( કાવ્યા૦ ગીત; ૨૧૬ )